## ઉદાહરણસંગ્રહ ૨૬.

(૧) ·૫ રૂ૦ના પાવલાં કરો; ·૦૫ આનાની પાઈ કરો.

(૨) ·૩૧૫ પૌંડના પેન્સ કરો; ·૪૩૨ ક્રાઉનના ફાર્થિંગ કરો.

(૩) ·૧૫૬૨૫ તોલાની રતી કરો; ·૧૨૫ પૌંડના ગ્રેન કરો.

(૪) ·૦૨૧૫ દિવસની ઘડી કરો; ·૧૨૩૪ કલાકની સેકંડ કરો.

(૫) ·૮૪૬૫ ખાંડીના શેર કરો; ·૦૩૪૫ ટનના પૌંડ કરો;

(૬) ·૦૪૫ ગાઉના દંડ કરો; ·૦૦૧૮ માઈલના ઇંચ કરો.

(૭) ૨ રૂ૦ ૫ આ૦ ૮ પા૦ ના ·૦૬૨૫ એની કિંમત ઉતરતા પરિમાણમાં કાઢો.

(૮) ૬ ખાં૦ ૧૩ મણ ૮ શે૦ ના ·૦૭૫ની કિમ્મત ઉતરતા પરિમાણમાં કાઢો.

(૯) ૩ પાઈ; ૫ આના; ૩·૨૫ પાવલી એમાંના દરેકને રૂપીઆના દશાંશનું રૂપ આપો.

(૧૦) ૩·૩ પેન્સ; ૫.૧૨૫ શિ૦; ૪·૭૫ ક્રાઉન એમાંના દરેકને પૌંડના દશાંશનું રૂપ આપો.

(૧૧) ૨·૪ રતી; ૧૬·૨ વાલ એને દરેકને તોલાના દશાંશનું રૂપ આપો.

(૧૨) ૪·૮ ગ્રેન; ૮·૫ પેનિવેટ એમાંના દરેકને ઔંસના દશાંશનું રૂપ આપો.

(૧૩) ૭·૭ પૌંડ; ૩·૦૬૨૫ ક્વાર્ટર; ૧૨·૨ હંડ્રવેટ એમાંના દરેકને ટનના દશાંશ અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૪) ૮·૮ શેર; ·૮ મણ; ૧૪·૭ મણ એ દરેક એક ખાંડીનો કયો દશાંશ અપૂર્ણાંક છે?

(૧૫) ૪ શિ૦ ૮ પેન્સ એ ૩ પૌંડનો કયો દશાંશ અપૂર્ણાંક છે?

(૧૬) ૮ શિ૦ ૯ પેન્સ એને ૬ ગિની ૪$\frac{3}{4}$ ક્રાઉન એના દશાંશનું રૂપ આપો.

(૧૭) ૧૩ શિલિંગ ૮ પેન્સ એ ૫ ગિનીનો કયો દશાંશ અપૂર્ણાંક છે?

(૧૮) ૭ પૌંડ ૧૦ શિ૦ ૬ પે૦ ને ૧૧ પૌં૦ ૭ શિ૦ ૬ પે૦ ના દશાંશનું રૂપ આપો.

(૧૯) ૪ પૌં૦ ના ૫·૨૫ + ૧૦ શિ૦ ના ૮.૫ + ૫પે. ના ૨.૪ ની કિમ્મત કાઢો.

(૨૦) ૭.૫૪ ટન+૬૨૩ હંડ્રવેટ+ ૧ પૌંડના .૨૮ની કિમ્મત કાઢો.

(૨૧) ૪ યાર્ડ ૨ ફૂ૦ ના .૬૨૫ + ૩ પો. ૩ યા૦ ના .૯ ની કિમ્મત કાઢો.

(૨૨) ૬ હંડ્રવેટના ૬. ૩૨૫ + ૩ કવાર્ટરના ·૧૭૫– ૧૪ પૌંડના ૧૨૦·૫ની કિમ્મત કાઢો.

(૨૩) ૧૬·૭૫ પાઈ ને શિલિંગના અને ૧૨·૬૨૫ ક્રાઉનને રૂપીઆના દશાંશમાં રૂપ આપો.

(૨૪) ·૦૫ રૂ. ના $\frac{૩}{૮}$ + ૪ આ. ના ·૭ + ૧ રૂ. ના ·૬ એ ૧$\frac{૧}{૨૦}$ રૂપીઆનો કયો દશાંશ અપૂર્ણાંક છે?

નીચે આપેલી રકમોમાંની પેહેલીને બીજીના દશાંશનું રૂપ આપો.

(૨૫) ૧૦ રૂ૦ ૧૦ આ. ૧૦ પાઈના ·૦૬; ૪ રૂ. ૪ આ૦ ૪પાઈ.

(૨૬) ૯ વા૦ ૧ રતિ ના .૨૫; ૪ તોલા ૧૬ વાલના ·૦૬.

(૨૭) ૦ાા મ૦ ૧ શેર ના ·૪૨૮૫૭૧ ; ૩ ખાં . ૫ મ. ના ·૩૮

(૨૮) (૧૩ મ૦ ૧૩.૩ શે ના; ·૮૩+૧ ખાં. ૪ મ. ના ·૧૩૮); ૫ ખાં.

(૨૯) ૨ આ. ૬ પા૦ ના ૨·૧૬ ના ·૪૫; ૬ રૂા૦ ૪ આ૦ ના ૧·૧૮ ના . ૦૨૭.

(૩૦) ૫ આ૦ ૬ પા૦ ના . ૦૭૫ માં ૩ રૂા. ૯ આ. નો કયો દશાંશ અપૂર્ણાંક ઉમેરીએ એટલે સરવાળો ૧ આનો આવે ?

# વ્યવહારી અપૂર્ણાંક અને દશાંશ અપૂર્ણાંકનાં પરચૂરણ ઉદાહરણો.

**ઉદા૦ ૧લું** – ૦।≈।। ને વ્યવહારી અને દશાંશ અપૂર્ણાંકમાં રૂપીઆનું રૂપ આપો.

૦।≈।। = $૬\frac{૧}{૨}$ આના = ( $\frac{૧૩}{૨}$ ÷ ૧૬ ) રૂા. = $\frac{૧૩}{૩૨}$ રૂા.

$\frac{૧૩}{૩૨}$ = ૧૩ ÷ ૩૨ = ·૪૦૬૨૫.

∴ $\frac{૧૩}{૩૨}$ રૂા. = ·૪૦૬૨૫ રૂા., એ જવાબ.

**ઉદા૦ ૨જું** – $\frac{૨}{૩} \div \frac{૪}{૫}$ ના $\frac{૧}{૬} + \frac{૨}{૩} \div \frac{૪}{૫} \times \frac{૧}{૬} - \frac{૨}{૩} \times \frac{૩}{૪} \div \frac{૪}{૫} \times \frac{૫}{૬}$ એ પદાવળીને સાદું રૂપ આપો.

$\frac{૪}{૫}$ ના $\frac{૧}{૬} = \frac{૪}{૫} \times \frac{૧}{૬} = \frac{૨}{૧૫}$,

∴ પેહેલું પદ = $\frac{૨}{૩} \div \frac{૨}{૧૫} = \frac{૨}{૩} \times \frac{૧૫}{૨} = ૫$.

બીજું પદ = $\frac{૨}{૩} \times \frac{૫}{૪}$* $\times \frac{૧}{૬} = \frac{૫}{૩૬}$ એ ઉમેરવાનું.

ત્રીજું પદ = $\frac{૨}{૩} \times \frac{૩}{૪} \times \frac{૫}{૪} \times \frac{૫}{૬} = \frac{૨૫}{૪૮}$, એ બાદ કરવાનું.

* એવે ઠેકાણે × અથવા ÷ ના ચિન્હનો સંબંધ તેની આગલી પાછલી ફક્ત બે સંખ્યા સાથેજ હોય છે.

$\therefore$ આપેલી પદાવળી $= ૫ + \frac{૫}{૩૬} - \frac{૨૫}{૪૮}$

$= \frac{૧૮૦+૫}{૩૬} - \frac{૨૫}{૪૮}$

$= \frac{૧૮૫\times૪ - ૨૫\times૩}{૧૪૪} = \frac{૭૪૦-૭૫}{૧૪૪}$

$= \frac{૬૬૫}{૧૪૪} = ૪\frac{૮૯}{૧૪૪}$, એ જવાબ.

**ઉદા૦ ૩જું.**

$\frac{૧}{૨ + \frac{૩}{૪ + \frac{૫}{૬}}}$ એ વર્ધિત અપૂર્ણાંકને સાદું રૂપ આપો.

$૪ + \frac{૫}{૬} = \frac{૨૯}{૬}$ એણે ૩ને ભાગવાના;

$૩ \div \frac{૨૯}{૬} = \frac{૩}{૧} \times \frac{૬}{૨૯} = \frac{૧૮}{૨૯}$, એ ૨માં ઉમેરવાના;

$૨ + \frac{૧૮}{૨૯} = \frac{૭૬}{૨૯}$, એણે ૧ને ભાગવાના;

$૧ \div \frac{૭૬}{૨૯} = \frac{૧}{૧} \times \frac{૨૯}{૭૬} = \frac{૨૯}{૭૬}$, એ જવાબ.

**ઉદા૦ ૪થું.** $૩૩૫ \div \left\{ ૪૫ + ૮ \div \left( ૨ + \frac{૪}{૫} \right) \right\}$ ની કિમ્મત કાઢો.

$૨ + \frac{૪}{૫} = \frac{૧૪}{૫}$, એણે ૮ને ભાગવાના.

$૮ \div \frac{૧૪}{૫} = \frac{૮}{૧} \times \frac{૫}{૧૪} = \frac{૨૦}{૭}$; એ ૪૫માં ઉમેરવાના.

$૪૫ + \frac{૨૦}{૭} = \frac{૩૩૫}{૭}$, એણે ૩૩૫ને ભાગવાના.

$૩૩૫ \div \frac{૩૩૫}{૭} = \frac{૩૩૫}{૧} \times \frac{૭}{૩૩૫} = ૭$ એ જવાબ.

આ ઉદાહરણમાં જે રીત કરવી પડી તે સઘળી ધ્યાનમાં રાખી એટલે એ અને ૩જું ઉદાહરણ બંને એકજ પ્રકારનાં છે એમ સમજાશે, આ ઉદાહરણ માંડવાની રીત ૩જા ઉદાહરણના સરખીજ છે એ નીચે માંડી બતાવેલી રીત પરથી ધ્યાનમાં આવશે.

$$\frac{૩૩૫}{૪૫ + \frac{૮}{૨+\frac{૪}{૫}}}$$

**ઉદા૦ ૫મું.** $\dfrac{\frac{૪}{૧૧} \text{ ના } ૧\frac{૪}{૭} - \frac{૫}{૬} + \frac{૬}{૭}}{\frac{૩}{૭} \text{ ના } ૧\frac{૮}{૯} + ૧\frac{૩}{૪}} \times ૪\frac{૩}{૧૦}$ ને સાદું રૂપ આપો.

$$\frac{૪}{૧૧} \text{ ના } ૧\frac{૪}{૭} = \frac{૪}{૧૧} \times \frac{૧૧}{૭} = \frac{૪}{૭}$$

$$\frac{૩}{૭} \text{ ના } ૧\frac{૮}{૯} = \frac{૩}{૭} \times \frac{૧૭}{૯} = \frac{૧૭}{૨૧}$$

$$૧\frac{૩}{૪} = \frac{૭}{૪};\ ૪\frac{૩}{૧૦} = \frac{૪૩}{૧૦}.$$

$$\therefore \text{ આપેલું ઉદાહરણ } = \frac{\frac{૪}{૭} - \frac{૫}{૬} + \frac{૬}{૭}}{\frac{૧૭}{૨૧} + \frac{૭}{૪}} \times \frac{૪૩}{૧૦}$$

$$= \frac{\frac{૧૦}{૭} - \frac{૫}{૬}}{\frac{૧૭}{૨૧} + \frac{૭}{૪}} \times \frac{૪૩}{૧૦}$$

$$= \frac{\frac{૬૦ - ૩૫}{૪૨}}{\frac{૬૮ + ૧૪૭}{૮૪}} \times \frac{૪૩}{૧૦}$$

$$= \frac{\frac{૨૫}{૪૨}}{\frac{૨૧૫}{૮૪}} \times \frac{૪૩}{૧૦}$$

$$= \frac{૨૫}{૪૨} \times \frac{૮૪}{૨૧૫} \times \frac{૪૩}{૧૦}$$

= ૧, એ જવાબ.

**ઉદા૦ ૬ઠું.** ૧·૨, ·૨૪ અને ૬ નો દ્રઢભાજક અને લઘુતમ સાધારણવિભાજ્ય કાઢો.

આપેલી રકમોને વ્યવહારી અપૂર્ણાંકનું રૂપ આપીને આ દાખલો કરવો, અથવા નીચે આપેલા નિયમ પ્રમાણે કરવો.

આપેલી રકમોમાંનાં દશાંશસ્થળો સરખાં ન હોય તો શૂન્ય લઇને સરખાં કરવાં. પછી આ રકમોને પૂર્ણાંક માનીને દ્રઢભાજક અને લ૦ સા૦ વિ૦ કાઢવા. અને સરખાં દશાંશસ્થળો કર્યા પછીની જે રકમો આવી તેમાંની કોઈ પણ એકમાં જેટલાં દશાંશસ્થળ હોય તેટલાં સ્થળ કાઢી દશાંશ ચિન્હ મૂકવું.

આ રીતનું કારણ થોડો વિચાર કર્યાથી સમજાય તેવું છે.

આપેલી રકમો ૧·૨, ·૨૪, ૬ છે.

દશાંશસ્થળો સરખાં કર્યાથી તેઓ ૧·૨૦, ·૨૪, ૬·૦૦ થાય છે.

અને ૧૨૦, ૨૪, ૬૦૦ નો દ્રઢભાજક ૨૪ આવે છે.

∴ ૧·૨, ·૨૪, ૬ ,, ,, ·૨૪ ,, ,,

અને ૧૨૦, ૨૪, ૬૦૦નો લ૦ સા૦ વિ૦ ૬૦૦ ,,

∴ ૧·૨, ·૨૪, ૬ ,, ,, ,, ·૬૦૦ ,,

∴ ·૨૪ એ દ્રઢભાજક અને ૬ એ લ૦ સા૦ વિ૦, એ જવાબ

**ઉદા૦ ૭ મું.** $\frac{૧}{૨} + \frac{૧}{૨\times૩} + \frac{૧}{૨\times૩\times૪} + \frac{૧}{૨\times૩\times૪\times૫}$ + ···· ની કિમ્મત ૭ દશાંશસ્થળ ખરાં લાવી કાઢો.

૧ લું પદ = $\frac{૧}{૨}$ = ·૫

૨ જું પદ = ૧ લું પદ ÷ ૩ = ·૧૬૬૬૬૬૬૭

૩ જું પદ = ૨ જું પદ ÷ ૪ = ·૦૪૧૬૬૬૬૭

૪ થું પદ = ૩ જું પદ ÷ ૫ = ·૦૦૮૩૩૩૩૩

૫ મું પદ = ૪ થું પદ ÷ ૬ = ·૦૦૧૩૮૮૮૯

૬ ઠું પદ = ૫ મું પદ ÷ ૭ = ·૦૦૦૧૯૮૪૧૩

૭ મું પદ = ૬ ઠું પદ ÷ ૮ = ·૦૦૦૦૨૪૮૦૨

૮ મું પદ = ૭ મું પદ ÷ ૯ = ·૦૦૦૦૦૨૭૫૬

૯ મું પદ = ૮ મું પદ ÷ ૧૦ = ·૦૦૦૦૦૦૨૭૬
૧૦ મું પદ = ૯ મું પદ ÷ ૧૧ = ·૦૦૦૦૦૦૦૨૫
૧૧ મું પદ = ૧૦ મું પદ ÷ ૧૨ = ·૦૦૦૦૦૦૦૦૨

·૭૧૮૨૮૧૮૩૦

∴ ·૭૧૮૨૮૧૮ એ જવાબ.

આ સરવાળામાં ૭ દશાંશસ્થળ ખરાં લાવવાં છે, માટે દરેક રકમમાં ( ૭ + ૨ = ) ૯ દશાંશ સ્થળ લીધાં છે. દરેક ભાગાકારના જવાબમાં ૧૦ દશાંશસ્થળ કાઢીને દશમા સ્થળનો આંકડો ૫ કરતાં મોટો આવ્યો ત્યાં કસર કાઢી નાંખવા માટે ૯મા સ્થળના આંકડામાં ૧ વધારી લીધો છે. આપેલી પદાવળીમાં અનંત પદો છે. પરંતુ તેમાંથી ૧૧જ પદ લીધાં છે, કારણ બારમા પદથી આગળના પદની કિમ્મત દશાંશ ચિન્હ પછીનાં પેહેલાં નવ સ્થળમાં શૂન્યજ આવે છે, માટે જવાબમાં કસર રહેવાનો સંભવ નથી.

**ઉદા૦ ૮મું.** ૪૩૫૧૭૨૮ ને ૯૯એ ભાગો.

૪૩૫૧૭૨૮ ÷ ૯૯ = ૪૩૫૧૭૨૮ × $\frac{૧}{૯૯}$ = ૪૩૫૧૭૨૮ × ·$\dot{૦}\dot{૧}$

·$\dot{૦}\dot{૧}$ = ·૦૧૦૧૦૧૦૧··· = $\frac{૧}{૧૦૦}+\frac{૧}{૧૦૦૦૦}+\frac{૧}{૧૦૦૦૦૦૦}$ + ......

∴ ૪૩૫૧૭૨૮ × ·$\dot{૦}\dot{૧}$

= ૪૩૫૧૭૨૮ × $\left\{\frac{૧}{૧૦૦}+\frac{૧}{૧૦૦૦૦}+\frac{૧}{૧૦૦૦૦૦૦}+\cdots\right\}$

= $\frac{૪૩૫૧૭૨૮}{૧૦૦}+\frac{૪૩૫૧૭૨૮}{૧૦૦૦૦}+\frac{૪૩૫૧૭૨૮}{૧૦૦૦૦૦૦}$ + .........

= ૪૩૫૧૭·૨૮ + ૪૩૫·૧૭૨૮ + ૪·૩૫૧૭૨૮ + ···

∴ ૪૩૫૧૭૨૮ × ૯૯

= ૪૩૫૧૭·૨૮ + ૪૩૫·૧૭૨૮ + ૪·૩૫૧૭૨૮ + ······ એ રકમોનો સરવાળો એટલે

૪૩૫૧૭·૨૮
૪૩૫·૧૭૨૮
૪·૩૫૧૭૨૮
·૦૪૩૫૧૭૨૮
·૦૦૦૪૩૫૧૭૨૮

૪૩૯૫૬·૮૪૮૪૮૦૪૫૨૮

∴ ૪૩૯૫૬.૮૪ એ જવાબ.

કોઈ સંખ્યાને બધી હવાળી સંખ્યાએ ભાગવી હોય તો તેની ટૂંકી * રીત ઉપલા ઉદાહરણમાં જે રીત કરવી પડી તે ઉપરથી ઝટ ધ્યાનમાં આવશે.

## ઉદાહરણસંગ્રહ ૨૭.

(૧) $(૩ + \frac{૧}{૫} + \frac{૨}{૩}) - (\frac{૧}{૬૩} + \frac{૧}{૧૪})$ ની કિમ્મત કાઢો.

(૨) $\dfrac{\frac{૯૭}{૧૯૮૪} + \frac{૨૯૧}{૩૯૬૮}}{\frac{૪૮૫}{૫૯૫૨} - \frac{૨૯૧}{૩૯૬૮}}$ ની કિમ્મત કાઢો.

(૩) $\frac{૩}{૭}$ ના $\frac{૪}{૫}$ ના $૬\frac{૧}{૬}$ એને $\frac{૨}{૩}$ ના $\frac{૭}{૮}$ ના $૫\frac{૧}{૩}$ એ ભાગો.

(૪) ૨·૪ પૌંડને ·૦૦૬૨૫ એ ભાગો.

(૫) $(૮\frac{૧}{૨} - ૪\frac{૨}{૩} + \frac{૩}{૫} - ૧\frac{૧}{૬}$ ના $\frac{૨}{૫})$ ને $(\frac{૭}{૧૫} + \frac{૯}{૧૦} + \frac{૧૩}{૨૫} + \frac{૧૩}{૨૪})$ એ ભાગો.

(૬) ૨ ને ·૨ એ; ·૦૦૨ ને ·૦૨ એ; ૨·૨ ને ૨·૧ એ ભાગો.

(૭) $(૪\frac{૧}{૪}$ ના $૨\frac{૧}{૪} + ૬\frac{૧}{૨} - ૭\frac{૫}{૮})$ ને $(૬\frac{૨}{૩} - ૨\frac{૧}{૪}$ ના $૨\frac{૧}{૮})$ એ ભાગો.

(૮) ૦)~ાા, ૦)~ાાા, ૦ાા≈ા, ૦)૦ાા, ૦ાાા~ાાા એમાંના દરેકને વ્યવહારી અપૂર્ણાંકમાં રૂપીઆનું રૂપ આપો.

(૯) $૩\frac{૧}{૨}$ ના $૫\frac{૧}{૬}$ અને $\frac{૨}{૩}$ ના $(૬\frac{૧}{૪} - ૧\frac{૧}{૨})$ ના સરવાળામાંથી $(૨\frac{૧}{૬} \div \frac{૨}{૩})$ બાદ કરો.

(૧૦) $\frac{૩}{૧૬}$, $\frac{૯}{૪૦}$, $\frac{૧૦૬}{૧૨૫}$, $\dfrac{૧\frac{૧}{૭}}{૬૨\frac{૧}{૨}}$, $૭\frac{૧}{૨}$ ના $\frac{૧}{૫}$ એમાંના દરેકને દશાંશ અપૂર્ણાંકનું રૂપ આપો.

---

* પાછળ કલમ ૨૬ ની ટૂંકી રીતોમાંની ૧૧મી માં એક રીત આપેલી છે.

(૧૧) ૨·૩૭૫ ને ૨૫૦ અને ૨·૨૫ ને ·૦૦૦૦૫ એ ભાગો.

(૧૨) $\frac{૧૦૧૯૫૨૭}{૧૨૩૧૮૪૫}$; $\frac{૨૪૭·૨}{૩·૨૬૪}$ એને દરેકને અતિસંક્ષેપ રૂપ આપો.

(૧૩) ૧·૫, ૧·૦૫, ૧·૦૦૫ એ ત્રણ અપૂર્ણાંકમાંના દરેક વખત બબ્બે અપૂર્ણાંકનો ગુણાકાર કરી જેટલા ગુણાકાર આવે તેનો સરવાળો કરો.

$$( ૧૪ )\ \frac{૧}{૨} \div \left\{ ૧ + \frac{૧}{૨} \div \left( ૧\frac{૧}{૨} + \frac{૫}{૪૨} \right) \right\}$$

એની કિમ્મત કાઢો.

( ૧૫ ) એક ગૃહસ્થ પોતાની સાથે કેટલાક રૂપીઆ લઇને જાત્રા કરવા નિકળ્યો, તેણે તે રૂપીઆના ·૫૬૨૫ પ્રયાગમાં ખરચ્યા, બાકી રહ્યા તેનો $\frac{૭}{૮}$ રામેશ્વરમાં ખરચ કર્યો, અને તેથી જે બાકી રહ્યા તેટલા રૂપીઆનો તેને રસ્તે ખરચ થયો, ત્યારે તેણે પોતાની પાસેના રૂપીઆનો કેટલામો હિસ્સો રસ્તે ખરચ કર્યો ?

( ૧૬ ) એક કંજૂસ માણસે એક ભિખારીને ૧ પૌંડ ના $\frac{૨}{૩}$ ના $\frac{૩}{૪}$ ના $\frac{૪}{૫}$ ના $\frac{૧}{૧૬}$ ના $\frac{૧}{૪}$ જેટલું ધન આપ્યું, તો તે ભિખારીને શું મળ્યું ?

$$( ૧૭ )\ \frac{\frac{૧}{૨} \times \frac{૧}{૨} - \frac{૧}{૩} \times \frac{૧}{૩}}{\left(\frac{૧}{૨} + \frac{૧}{૩}\right)\left(\frac{૧}{૨} - \frac{૧}{૩}\right)}$$ ની કિમ્મત કાઢો.

$$( ૧૮ )\ \frac{·૬૨૫ \times ·૬૨૫ - ·૧૭૫ \times ·૧૭૫}{(·૬૨૫ + ·૧૭૫)\ (·૬૨૫ - ·૧૭૫)}$$

એની કિમ્મત કાઢો.

( ૧૯ ) ૭)૦॥।, ०।-, ०॥=, ०॥।-। એમાંના દરેકને દશાંશ અપૂર્ણાંકમાં રૂપીઆનું રૂપ આપો.

( ૨૦ ) નીચે આપેલાં પદોને સાદું રૂપ આપો.

( अ ) $૩\frac{૧}{૪} \div ૨\frac{૧}{૨}$ ના $૬\frac{૧}{૨}$. ( ब ) $૩\frac{૧}{૪} \div ૨\frac{૧}{૨} \times ૬\frac{૧}{૨}$.

( क ) $૪\frac{૨}{૩}$ ના $૨\frac{૧}{૨} \div ૧\frac{૩}{૪}$ ના $૩\frac{૧}{૩}$. ( ड ) $૪\frac{૨}{૩} \times ૨\frac{૧}{૨} \div ૧\frac{૩}{૪} \times ૩\frac{૧}{૩}$.

( ई ) $૧\frac{૧}{૨} \times \frac{૧}{૩} \div \frac{૧}{૪} \times \frac{૩}{૫} \div \frac{૫}{૮} \div ૧\frac{૧}{૨૪}$.

( ૨૧ ) $\frac{(\frac{૭}{૯} \text{ ના } \frac{૪}{૫} \div ૨\frac{૩૧}{૪૦}) + (૩{\cdot}૫૬૨૫ + ૯\frac{૩}{૪})}{૨{\cdot}૮૧૨૫ \div {\cdot}૧૮૭૫ \times {\cdot}૨\dot{૬} \div {\cdot}૦૩૬}$

ની કિમ્મત કાઢો.

( ૨૨ ) $\frac{૧}{૪}$ માં તેનો $\frac{૧}{૩}$ ઉમેરતાં જે સરવાળો આવે તેમાં એ તેનાજ સરવાળાનો $\frac{૧}{૨}$ ઉમેરીએ તો સરવાળો કેટલો થાય ? ભાગાકાર ૩૫૭૧૪ અને ભાજક $૧\frac{૧૭}{૨૫}$ છે ત્યારે ભાજ્ય કેટલો ?

( ૨૩ ) $\frac{૨}{૩}$ માંથી તેનો $\frac{૧}{૮}$ બાદ કરતાં જે બાકી રહે તેમાંથી તે બાકીના $\frac{૩}{૭}$ બાદ કરીએ તો બાકી કેટલા રહે ?

( ૨૪ ) $૩\frac{૨}{૩}$, $૪\frac{૩}{૫}$ અને $૫\frac{૫}{૭}$ એના સરવાળામાં કયો દશાંશ અપૂર્ણાંક ઉમેરીએ એટલે સરવાળો ૧૪ આવે ?

( ૨૫ ) $\frac{૧૩}{૯૯૦}$, $\frac{૨૭}{૨૭૫}$, $\frac{૧૧}{૧૬૬૫}$, $\frac{૨૨૯}{૫૫૦}$, $\frac{૬૪૦૧}{૪૯૫૦}$, એમાંના દરેકને પુનરાવર્ત્તદશાંશ અપૂર્ણાંકનું રૂપ આપો.

( ૨૬ ) $\frac{૧}{૬}$, $\frac{૧}{૫}$, $\frac{૧}{૪}$, $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$, એના સરવાળામાં કેટલા ઉમેરીએ તો સરવાળો અતિ નાની પૂર્ણાંક સંખ્યા આવે ?

(૨૭) $\frac{૫૯૫}{૧૦૭૧}$; $\frac{૧૫૪૭}{૫૭૧૧}$; $\frac{૪૮૪૪}{૫૫૩૬}$; $\frac{૭૬૨૩}{૮૩૧૬}$; એમાંના દરેકનું અતિસંક્ષેપ રૂપ કાઢો.

$$(૨૮)\ \frac{૨}{૯} \div \left\{ \frac{\frac{૨૮}{૮૧} \text{ ના } \frac{૧}{૯\frac{૧}{૩}}}{\frac{૪}{૫} - \frac{૩}{૪}} \right\} - \frac{૧}{૩} \text{ ના } \left\{ \frac{૧}{૨} - \frac{૩}{૫} \text{ ના } \frac{૧}{૩ - \frac{૧}{૧ - \frac{૨}{૯}}} \right\}$$

નું સાદું રૂપ કાઢો.

(૨૯) ·૫, ·૦૫, ·૦૨૫, ·૦૦૨૫, ૭·૫, ·૦૭૫, એમાંના દરેકને વ્યવહારી અપૂર્ણાંકનું રૂપ આપો.

(૩૦) એક ગૃહસ્થ પોતાની આવકના $\frac{૩}{૫}$ દર મહિને ખરચ કરેછે જે શલ્લક રહે તેના $\frac{૭}{૧૨}$ ધર્મદાન કરે છે; તો એની આવકનો કેટલામો હિસ્સો શિલ્લક રહે?

(૩૧) રૂ ૧॥।⌐ ના $૪\cdot૦\dot{૧}૩$ ની કિમ્મત ઉતરતા પરિમાણમાં કાઢો.

(૩૨) ૨૯·૧૧૫ અને ૧૮·૨૧ ના સરવાળાને તેમની બાદબાકીએ ગુણો.

(૩૩) $\cdot૨\dot{૯}\dot{૨}$ ના $\cdot૧\dot{૭}$ ને કયી રકમે ગુણીએ તો ગુણાકાર $\cdot\dot{૭}\dot{૨}$ના $\cdot૨૧\dot{૪}\dot{૬}$ ના $\cdot૧\dot{૬}$ જેટલો થાય ?

(૩૪) નીચે આપેલી રકમોમાંની પહેલીને બીજીએ ભાગો; જવાબ દશાંશમાં કાઢો.

(अ) ૪ શિ. ૯ પેં. ; ૧ પૌં. (ब) ૦)⌐॥૨ ; ૧રૂ।૦

(क) ૬ ઔં. ૧૨ પે; ૧ પૌં. (ટ્રૉય). (ड) ૨ વાલ ; ૧ તો.

(इ) ૦॥। મ. ૬ શે. ; ૪ મણ ૩૦ શેર.

(૩૫) નીચે આપેલા ઉદાહરણોના જવાબ કસર ન આવે એમ કાઢો.

(अ) $૩૦\cdot\dot{૨}૦\dot{૬} + ૨૩\cdot\dot{૫}\dot{૬} + ૭\cdot૦૨ + ૮\cdot\dot{૩}$.

(ब) $૫\cdot૬૮\dot{૩} - ૨\cdot૦\dot{૬}\dot{૫}$.

(क) $૨\cdot\dot{૨}૪\dot{૩} \times ૧૮૫;\quad ૨\cdot\dot{૬}\dot{૦} \times ૩\cdot\dot{૪}૨$.

(ङ) ૪·૩૬ ÷ ૩૬; ૭૨૦૪૫૬·૦૯ ÷ ૯·૯.

(ई) $૩૫૪ \times \left\{ \frac{૧}{૧૦} + \frac{૧}{૧૦^{૨}} + \frac{૧}{૧૦^{૩}} + \ldots\ldots \right\}$

(૩૬) ૫માંથી $\cdot\frac{૫}{૭}$ કેટલી વખત બાદ કરીએ તો બાકી ૨ કરતાં કમી આવે નહિ?

(૩૭) ૧·૩૫ અને ·૫૪ એનો દ્રઢભાજક અને **લ૦ સા૦ વિ૦** કાઢો.

(૩૮) $૨\frac{૧}{૩}$ ના $૧\frac{૧}{૫}$ માં કેટલા ઉમેરીએ એટલે સરવાળો નાનામાં નાની પૂર્ણાંક સંખ્યા થાય?

(૩૯) પેદાશમાંથી ખરચ બાદ જતાં પેદાશના ·$\dot{૬}\dot{૩}$ જેટલી શિલ્લક રહે છે; તેમાંથી તેના ·$\dot{૫}૭૧૪૨\dot{૮}$ જેટલો ધર્મ કર્યો તો પેદાશનો કેટલામો હિસ્સો શિલ્લક રહે?

(૪૦) $\frac{૬ \cdot ૮ \times ૪ \cdot ૨ \times ૧૭ \cdot ૪}{૨૩ \cdot ૨ \times ૧૫ \cdot ૩ \times ૫ \cdot ૬}$ ને $\frac{૨ \cdot ૨૮૪}{૯ \cdot ૧૩૬}$ એ ભાગો.

(૪૧) $\frac{૫}{૭}$ ને કેટલાએ ગુણીએ તો ગુણાકાર ૧૫ આવે?

(૪૨) $૩\frac{૩}{૪} \div ૨\frac{૨}{૩}$, $૩\frac{૩}{૪} \times ૨\frac{૨}{૩}$, $(૩\frac{૩}{૪} + ૨\frac{૨}{૩})$ એ ત્રણ પદોમાંથી મોટું પદ કયું?

(૪૩) $\frac{૩૧૧૧}{૫૬૧૨}$ ને કયી રકમે ગુણીએ તો ગુણાકાર નાનામાં નાની પૂર્ણાંક સંખ્યા આવે?

(૪૪) ૧·૫, ·૨૫, ·૦૭૫ નો દ્રઢભાજક અને **લ૦ સા૦ વિ૦** કાઢો.

(૪૫) ૪૨·૧$\dot{૨}$૧૪$\dot{૬}$ અને ૯·$\dot{૨}\dot{૪}$ ની બાદબાકી કરો.

(૪૬) ૩·૩$\dot{૩}$૪ અને ·૭$\dot{૧}\dot{૫}$ નો ગુણાકાર ૨ દશાંશ સ્થળ ખરાં લાવીને કરો.

(૪૭) $\cdot ૫ \div \left\{ \cdot ૩૭૫ \div \cdot ૭ \div (\cdot ૨૫ - \cdot ૧૩૫) \right\}$ ની કિંમ્મત કાઢો.

(૪૮) ૩ દિ. ના $\frac{૩૭}{૩૬૦}$ અને ૨ અઠવા૦ ના ·૩૧૨૫ એ બેમાં તફાવત કેટલો ?

(૪૯) $૧\frac{૧}{૯}$ અને $\frac{૪}{૭}$ ના $\frac{૧}{૨}$ ના સરવાળાને $\frac{૪}{૧૧}$ અને $\frac{૧}{૫}$ ની બાદબાકીના $૧\frac{૩}{૪}$ એ ભાગો.

(૫૦) $૩\frac{૧}{૧૨} - ૫\frac{૧}{૨} \div ૪\frac{૧}{૩} \times ૧\frac{૨}{૧૧} - \frac{૫}{૨૪}$ ની કિમ્મત કાઢો.

નીચે આપેલાં અપૂર્ણાંકમાંના દરેકને સાદું રૂપ આપો.

(૫૧) $\frac{૧}{૨+\frac{૩}{૪}};\quad \frac{૨}{૩-\frac{૪}{૫}};\quad \frac{૧\frac{૧}{૨}}{૧-\frac{૧}{૨}};\quad \frac{૩\frac{૧}{૪}}{૩-\frac{૧}{૪}}.$

(૫૨) $\frac{૧}{૨+\frac{૧}{૩+\frac{૧}{૪}}};\quad \frac{૨૩}{૩-\frac{૩}{૫-\frac{૫}{૭}}};\quad \frac{૪૪}{૧૧+\frac{૧}{૭+\frac{૩}{૮\frac{૧}{૪}}}}.$

(૫૩) $\frac{૧}{૨-\frac{૩}{૪-\frac{૫}{૬}}} \times \frac{૧}{૨+\frac{૩}{૪+\frac{૫}{૬}}} \div ૫\frac{૪}{૫}.$

(૫૪) $\frac{૧}{૨+\frac{૩}{૪+\frac{૫}{૬}}} \times \frac{૪૩૬૨}{૪૧૪૭} \div \left(૧\frac{૧}{૨} - \frac{૨૧}{૩૮}\right).$

નીચે આપેલી પદાવલી છોડો.

(૫૫) $\frac{૨૬}{૧૦૫} \times \frac{૪}{૩૫}$ ના $૧\frac{૩}{૪} - \frac{૭}{૧૧}$ ના $૩\frac{૨}{૩}$ ના $\frac{૬}{૪૯}$.

(૫૬) $\frac{૨\frac{૧}{૫}}{૩\frac{૨}{૩}} + \frac{૪૦૦}{૮\frac{૧}{૩}} - ૪\frac{૧}{૨}$ ના $૫\frac{૧}{૫}$.

(૫૭) $૩\frac{૧}{૧૧} \div ૨\frac{૧}{૮} \times ૫\frac{૧}{૨} + \frac{૨\frac{૧}{૨} - \frac{૨}{૫}}{૩\frac{૧}{૨} + ૧\frac{૨}{૫}}.$

(૫૮) $\frac{૯૧}{૧૨૧} \times (૪\frac{૧}{૮}$ ના $૬\frac{૨}{૭} + \frac{૩}{૧૪}) \div \left\{ ૪\frac{૧}{૮}\right.$ ના $\left.(૬\frac{૨}{૭} + \frac{૩}{૧૪}) \right\}$

(૫૯) ૧$\frac{૪}{૭}$ ના ૫$\frac{૧}{૧૧}$ − ૧$\frac{૪}{૨૩}$ ના ૫$\frac{૧}{૯}$ + ૫$\frac{૧૫}{૧૯}$ ના ૨$\frac{૪}{૧૭}$.

(૬૦) $\frac{૧}{૧૫}$ ના (૩$\frac{૧}{૭}$ + ૨$\frac{૧}{૧૪}$) + ૮ × ($\frac{૨}{૩૫}$ના$\frac{૫}{૬}$ − $\frac{૩}{૧૪}$ના$\frac{૨}{૧૫}$) − $\frac{૧}{૨}$ ના (૬$\frac{૧}{૨}$ × $\frac{૪}{૧૩}$ − ૧).

(૬૧) ૧૩·૨૫̇, ૨૫·૫̇, ૩૩·૩૨૩̇ નો સરવાળો બે દશાંશસ્થળ ખરાં લાવીને કરો.

(૬૨) ૨૪·૬૮૯૨૪૯ ને ૬·૪૧૮૩એ ૬ દશાંશસ્થળ સુધી જવાબ ખરો આવે એવી રીતે ભાગો.

(૬૩) $\frac{૧}{૨} + \frac{૧}{૨×૪} + \frac{૧}{૨×૪×૬} + \frac{૧}{૨×૪×૬×૮} + \cdots\cdots$

નો સરવાળો દશલક્ષાંશ સુધી બરોબર આવે એવી રીતે કરો.

(૬૪) ચાર ઘંટ અનુક્રમે ૧, ૧$\frac{૧}{૪}$, ૧$\frac{૧}{૫}$, ૧$\frac{૧}{૬}$ સેકંડને અંતરે વાગે છે, તે પ્રથમ સાથે વાગ્યા પછી કેટલા વખતે પેહેલ વેહેલા એકદમ વાગશે?

(૬૫) એક સંખ્યાના $\frac{૧}{૫}$માં તે સંખ્યાના $\frac{૧}{૮}$ કરતાં ૧૮ વધારે છે, તો તે સંખ્યા કયી?

(૬૬) ૨૦ હાથ લાંબી દોરીમાંથી ૨$\frac{૩}{૪}$ હાથ લાંબા જેટલા કકડા નિકળે તેટલા કાઢયા પછી દોરીનો કેટલામો હિસ્સો વધે?

(૬૭) એક ઓરડો ૭$\frac{૧}{૨}$ હાથ લાંબો અને ૫$\frac{૧}{૪}$ હાથ પહોળો છે; તો તેની લંબાઈ અને પહોળાઈ બરોબર મપાઈ રહે એવી મોટામાં મોટી કેટલા હાથની લાંબી લાકડી લેવી?

(૬૮) એક સંખ્યામાંથી $\frac{૧}{૫} - \frac{૧}{૬}$ એટલા બાદ કરીએ, અને બાકીમાં $\frac{૧}{૫}×\frac{૧}{૬}$ ઉમેરિયે તો સરવાળો $\frac{૧}{૫}+\frac{૧}{૬}$ જેટલો થાય; તો તે સંખ્યા કયી?

(૬૯) ભાજક $\frac{૪}{૫}$ છે, અને ભાજકના $\frac{૫}{૮}$ જેટલો ભાગાકાર છે તો ભાજ્ય કેટલો ?

(૭૦) $\frac{૨\cdot૮ \text{ ના } ૨\cdot૨\dot{૭}}{૧\cdot૩\dot{૬}} + \left\{ \frac{૪\cdot\dot{૪} - ૨\cdot૮\dot{૩}}{૧\cdot૩ + ૨\cdot૬૨\dot{૯}} \text{ ના } ૮\cdot૨ \right\}$

એની કિંમત કેટલી ?

(૭૧) ૫ પૌંડ ના $\frac{૫}{૯}$ ના $\frac{૩}{૧૨}$ માંથી ૧ ગિનીના $\frac{૭}{૧૫}$ બાદ કર્યા તો જે બાકી રહે તે ૩ પૌંડ ૯ શિ. નો કયો અપૂર્ણાંક છે ?

(૭૨) $૧૦\frac{૧}{૮}$ ને $\cdot\dot{૦}૧૨૩૪૫૬૭\dot{૯}$ એ ભાગો.

(૭૩) $\frac{૪}{૭} \text{ ના } \frac{૨\frac{૧}{૬} + \frac{૩}{૫} \text{ ના } \frac{૭}{૮} - \left( ૨\frac{૧}{૮} \div \frac{૧૭}{૨૦} \right)}{\left( ૩\frac{૧}{૫} \times \frac{૭}{૧૬} - \frac{૨}{૫} \right)}$

એને સાદું રૂપ આપો.

(૭૪) $\frac{\cdot\dot{૨}\dot{૧} \div \frac{૨}{૩} \text{ ના } \cdot૦૩૯}{\cdot૫\dot{૭}૫ \times ૩\frac{૧}{૩}} \times \cdot૧૯$ એની કિંમત કાઢો.

(૭૫) $\frac{૨}{૫}$ ના $\frac{૩}{૭}$ અને $\frac{૩}{૭}$ ના $૨\frac{૧}{૩}$ ના સરવાળાને

$\left( \frac{૨}{૩} \text{ ના } \frac{૫}{૬} \div \frac{૫}{૪} + \frac{૪}{૫} \right)$ એ ગુણો.

(૭૬) ૧ પૌં. ના $\frac{૨}{૪}\frac{૨}{૬}\frac{૩}{૫}\frac{૧}{૬}$ ને ઉતરતા પરિમાણનું (રૂ. આ. પાઇ) રૂપ આપો. ૧ પૌં = ૧૨ રૂ૦.

(૭૭) $\frac{\cdot૦૭૬૯૨\dot{૩}}{\cdot\dot{૦}૩\dot{૭}} \times \frac{૯૯૯}{\cdot\dot{૦}૨\dot{૭}} \times \frac{\cdot૦૦૧}{૧૧૧} \times \frac{૧૩}{\cdot૦૦\dot{૯}}$

ની કિંમત દશાંશ અપૂર્ણાંકમાં કાઢો.

(૭૮) ૧ પૌં ૧૦શિ. ૦પે. ના $\frac{૬}{૧૫}$ ના $\frac{૨}{૩}$ + ૫ શિ. ૪પે. ના $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૪}$ − ૫ શિ. $૩\frac{૩}{૪}$ પે. ના $\frac{૧}{૪\frac{૧}{૪}}$ ના $૮\frac{૧}{૨}$ ને ૨ શિ. $૧\frac{૧}{૨}$ પે. નું રૂપ આપો.

(૭૯) $\frac{૨૧}{૭૧}$, $\frac{૨૦૧}{૭૦૧}$ ની બાદબાકીને $૪\frac{૭}{૧૫}$, $૧\frac{૩}{૯}$ ના સરવાળાએ ગુણો અને તે ગુણાકારને $૧૦\frac{૨}{૫}$ અને $૩\frac{૨}{૩}$ ની બાદબાકીના વ્યુત્ક્રમે ભાગો.

(૮૦) $\frac{૮\frac{૩}{૫} - ૭\frac{૩}{૪} + ૫\frac{૨}{૩} - ૪\frac{૧}{૨}}{૧૩ - ૧૧\frac{૯}{૧૯} + ૧૦\frac{૭}{૯} - ૯\frac{૧૭}{૨૦}} \times \frac{૨}{૧૧}$ના ૩૬૫ ની કિમ્મત કાઢો.

(૮૧) $૩\frac{૧}{૭} + ૩\frac{૩}{૧૦} + ૨\frac{૩}{૧૧} + ૨\frac{૫}{૨૨} + \frac{૨}{૨૫}$ ના સરવાળાને કેટલાએ ગુણીએ તો ગુણાકાર ૧ આવે ?

(૮૨) $\frac{૩\cdot\dot{૩}\dot{૩} + \cdot\dot{૪}\dot{૪}}{૪\cdot\dot{૪}\dot{૪} + ૫\cdot\dot{૫}\dot{૫}} + \frac{૩\cdot૫ - ૩\cdot\dot{૬} \div ૨\cdot૭૫}{૩\cdot૫ + ૩\cdot\dot{૬} \div ૨\cdot૭૫} - \frac{૫૯}{૯\times૨૯}$ એની કિમ્મત કાઢો.

(૮૩) બે સંખ્યાની બાદબાકી $૩\frac{૭}{૧૧}$ છે; મોટી સંખ્યા $૧૫\frac{૩}{૪}$ છે; તો તે બે સંખ્યામાંથી મોટીને નાનીએ ભાગતાં આવનારો ભાગાકાર તેઓના ગુણાકારનો કયો અપૂર્ણાંક છે ?

(૮૪) $\frac{૧}{૪ - \frac{૧}{૨ - \frac{૧}{૧ - \frac{૫}{૧૩}}}} \times \frac{૬ + \frac{૧}{૬ - \frac{૧}{૬}}}{૪ - \frac{૧}{૪ - \frac{૧}{૪}}} \times ૧૦\frac{૮}{૯}$ એને સાદું રૂપ આપો.

(૮૫) $\frac{૩૨૩}{૩૬૧}$, $\frac{૧૬૯}{૨૪૭}$ નો દ્રઢભાજક કાઢો અને $\frac{૧૮}{૪૯}$, $\frac{૧૨}{૩૫}$, $\frac{૩}{૭૦૦}$ નો લઘુતમસાધારણવિભાજ્ય કાઢો.

(૮૬) $\frac{૩\frac{૧}{૩} - ૧\frac{૧}{૨} \text{ ના } ૧\frac{૧}{૫} - ૧\frac{૧}{૭}}{(૩\frac{૧}{૩} - ૧\frac{૧}{૨}) \text{ ના } (૧\frac{૧}{૫} - ૧\frac{૧}{૭})}$ ને

$\frac{૩\frac{૧}{૩} - ૧\frac{૧}{૨} \text{ ના } (૧\frac{૧}{૫} - ૧\frac{૧}{૭})}{(૩\frac{૧}{૩} - ૧\frac{૧}{૨}) \text{ ના } ૧\frac{૧}{૫} - ૫\frac{૧}{૭}}$ એ ગુણો.

(૮૭) $\cfrac{૨}{૩+\cfrac{\cdot ૨}{\cdot ૦૨}}$ ની કિમ્મત દશાંશ અપૂર્ણાંક-માં કાઢો.

$૩+_{૩}\ .૦૦૨$

(૮૮) $\frac{\cdot ૪૫૯\times \cdot ૪૫૯ - \cdot ૩૪૧\times \cdot ૩૪૧}{\cdot ૪૫૯ - \cdot ૩૪૧}$ અને

$\frac{\cdot ૩\times \cdot ૩\times \cdot ૩ + \cdot ૧\times \cdot ૧\times \cdot ૧}{\cdot ૩\times \cdot ૩ - \cdot ૩\times \cdot ૧ + \cdot ૧\times \cdot ૧}\div(\cdot ૩+\cdot ૧)$

ની બાદબાકી કરો.

(૮૯) એક રૂપીઆના કેટલામા હિસ્સામાં ૨ આના ૮ પાઈ ઉમેર્યા તો તેઓનો સરવાળો ૭ આના થાય?

(૯૦) $\left\{\cfrac{૨}{૩-\cfrac{૧}{૧-\frac{૧}{૨}}}-\frac{૧}{૩}\text{ના }\left(૫-\cfrac{૨}{\frac{૩}{૨}-\frac{૧}{૬}}\right)\right\}$

$\div\ \cfrac{\frac{૧}{૨}+\frac{૩}{૪}}{૧\frac{૧}{૨}}$ ની કિમ્મત કાઢો.

(૯૧) ૪ માઈલ ૪ ફ૦ ના $\cdot ૦\dot{૦}૦૧૧૨૨૩૩૪૪૫૫૬૬૭૭૮\dot{૯}$ ની કિમ્મત ઉતરતા પરિમાણમાં કાઢો.

(૯૨) $\frac{૫}{૮}$ ના અંશમાં કેટલા ઉમેરિયે એટલે તે અપૂર્ણાંકની કિમ્મત $\frac{૩}{૪}$ થાય?

(૯૩) ચાર અપૂર્ણાંક એવા શોધી કાઢો કે જેમનો સરવાળો ૧ આવે, અને જેમના અંશ અનુક્રમે ૭, ૯, ૧૧, ૧૩ હોય.

(૯૪) ૧૬ શિ. $૬\frac{૧}{૪}$ પે. ના $\frac{૧}{૨}$; ૧૨ શિ. ૧૦ પે. ના $\frac{૧}{૩}$ અને ૧૨ પૌં. ૪ શિ૦ $૮\frac{૩}{૪}$ પે. ના $\frac{૧}{૬}$ નો સરવાળો કરો.

(૯૫) $\frac{૪}{૭}$, $\frac{૩}{૫}$, $\frac{૫}{૯}$ અને $\frac{૨}{૩}$ માંની અતિશય મોટી અને અતિશય નાની સંખ્યાના સરવાળાને બીજી બેની બાદબાકીએ ભાગો.

(૯૬) $\frac{\left(\frac{૪}{૧૧}\text{ના}૧\frac{૪}{૭} - \frac{૫}{૬} + \frac{૬}{૭}\right)}{\left(\frac{૩}{૭}\text{ના } ૧\frac{૬}{૯} + ૧\frac{૩}{૪}\right)} \times ૪\frac{૩}{૧૦} - \frac{૫}{૬}\text{ના }\frac{૪}{૫}$ ની કિમ્મત કેટલી?

(૯૭) એક કામ अ ૮ દિવસમાં કરે છે અને ब તેજ કામ ૬$\frac{૨}{૩}$ દિવસમાં કરે છે, તો દરરોજ કોણ કોના કરતાં કેટલું કામ વધારે કરે છે?

(૯૮) એક રકમમાંથી $\frac{૧}{૨}$ રૂપીઆ अ ને મળે છે, ब ને $\frac{૧}{૩}$ અને क ને બાકી રહેલા મળે છે; अ એ પોતાના ભાગમાંથી $\frac{૧}{૨}$ પાસે રાખી $\frac{૧}{૩}$ बને અને બાકીના कને આપ્યા, ત્યારે ब પાસે क કરતાં ૯ રૂપીઆ વધારે થયા, ત્યારે તે રકમ કયી ?

(૯૯) $\frac{૧}{૩} + \frac{૧}{૩\times૫} + \frac{૧}{૩\times૫\times૭} + \frac{૧}{૩\times૫\times૭\times૯} + \ldots$ ની કિમ્મત ૭ દશાંશસ્થળ સુધી બરોબર આવે એમ કાઢો.

(૧૦૦) એક છોકરાને તેના મામાએ કેટલીક કેરી આપી, તેમાંથી તેણે તેના $\frac{૧}{૨}$ કરતાં ૧ વધારે એટલી પોતાના બાપને આપી, જે બાકી રહી તેના $\frac{૧}{૨}$ કરતાં ૧ વધારે માને આપી; એજ પ્રમાણે પોતાના ભાઇને અને છેવટ તેજ પ્રમાણે પોતાની બ્હેનને આપી ત્યારે તેની પાસેની કેરી પુરી થઈ; તો તેને કેટલી કેરી મળી હતી?

# ગુણોત્તર અને પ્રમાણ.

૫૯. બે સંખ્યા સરખાવતાં એક સંખ્યા બીજી સંખ્યાથી કેટલા ગણી છે અથવા બીજીનો કેટલામો ભાગ છે તે સંબંધ બતાવનાર ત્રીજી સંખ્યાને તે બેનું **ગુણોત્તર** * કહે છે.

કોઇ બે સંખ્યાનો મુકાબલો કરવો હોય તો તે બે રીતે થઇ શકે છે. જેમકે, ૮ અને ૪ એ બે સાદી સંખ્યા સરખાવી હોય તો

* આ ગુણો-તરને સાદું ગુણો-તર કહે છે.

૮ એ ૪થી બમણા છે અથવા ૮માં ૪ કરતાં ૪ વત્તા છે; પણ જો તે બે સંખ્યા પરિમાણવાચક અથવા સંયુકત હોય તો તે એકજ જાતિની અથવા એકજ નામની હોવી જોઇએ. ૧૦ યાર્ડ અને ૫ યાર્ડનો મુકાબલો કર્યો તો ૧૦ યાર્ડ ૫ યાર્ડથી બમણા છે, અથવા ૧૦ યાર્ડમાં ૫ યાર્ડ કરતાં ૫ યાર્ડ વધારે છે એમ કહેવાને હરકત નથી; પરંતુ ૧૦ યાર્ડ અને ૫ કેરી એ બેનો મુકાબલો થઇ શકતો નથી; કારણ ૧૦ યાર્ડ ૫ કેરીના અમુકગણા અથવા ૧૦ યાર્ડમાં ૫ કેરી કરતાં અમુક કેરી જેટલા વત્તા છે એમ કહી શકાય નહિ; માટે મુકાબલો કરવો હોય ત્યારે બંને સંખ્યા ભાવવાચક અથવા સાદી હોવી જોઇએ; અને પરિમાણવાચક અથવા સંયુકત હોય તો તે બંને એકજ જાતિની અને એકજ નામની હોવી જોઈએ એ વાત ખૂબ ધ્યાનમાં રાખવી.

ઉપર મુકાબલાની બે રીત બતાવી છે. (૧) એક સંખ્યા બીજી થી કેટલી વત્તી અથવા ઓછી છે તે. (૨) એક સંખ્યા બીજીથી કેટલાગણી અથવા બીજીનો કેટલામો ભાગ છે તે. પેહેલી રીત બાદબાકીથી થાય છે, અને બીજી ભાગાકારથી થાય છે. બીજી રીતના મુકાબલાને એટલે એક સંખ્યા બીજી સંખ્યાથી કેટલાગણી અથવા બીજીનો કેટલામો ભાગ છે તે **ગુણોત્તર**થી બતાવાય છે.

૬૦. જે બે સંખ્યાનું ગુણોત્તર બતાવવું હોય તે સંખ્યાઓ તે ગુણોત્તરનાં **પદ** કહેવાય છે. જે પદનું ગુણોત્તર બતાવવાનું હોય તેને **અગ્રસર** કહે છે અને તે પ્રથમ લખાય છે. જે પદની સાથે મુકાબલો કરીને ગુણોત્તર બતાવવાનું હોય છે તે પદને **ઉપાગ્રસર** કહે છે, અને તે અગ્રસરની પછી લખાય છે. અગ્રસર અને ઉપાગ્રસરની

વચ્ચે એક નીચે એક : એવાં બે ટપકાં મૂકવાનો રિવાજ છે. ૧૦ ને ૫ નું ગુણોત્તર ૧૦ : ૫ એમ લખાય છે. અને વાચવું હોય ત્યારે ૧૦ જેમ ૫ ને છે એમ બોલાય. ૧૦ અને ૫ એ બંને પદ કહેવાય છે. ૧૦ ને અગ્રસર અને ૫ ને ઉપાગ્રસર કહે છે.

અગ્રસર ઉપાગ્રસરથી કેટલાગણો અથવા તેનો કેટલામો અંશ (ભાગ) છે તે ગુણોત્તર બતાવે છે. માટે ગુણોત્તર કોઈ કોઈ વાર વ્યવહારી અપૂર્ણાંકમાં લખાય છે, તે અપૂર્ણાંકમાં અંશને ઠેકાણે અગ્રસર અને છેદને ઠેકાણે ઉપાગ્રસર લખવામાં આવે છે.

૬૧. ગુણોત્તર એટલે બે સંખ્યાના મુકાબલાનું ફળ. માટે સંખ્યાની જાતિ સાથે અથવા પ્રકાર સાથે ગુણોત્તરનો કાંઈપણ સંબંધ નથી. ગુણોત્તર એટલે બે સંખ્યાનો ભાગાકાર; અને જે કારણથી બે સજાતિ સંખ્યાનો (પછી તે સાદી હો કે સંયુક્ત હો) ભાગાકાર હમેશાં સાદી સંખ્યામાંજ હોય છે તે કારણથી ગુણોત્તર પણ હમેશાં સાદી સંખ્યામાંજ હોવું જોઈએ એ સિદ્ધ છે. ૧૦ યાર્ડ અને ૫ યાર્ડનું ગુણોત્તર ૧૦ ÷ ૫ યાર્ડ નથી, પણ ૧૦ ÷ ૫ એટલે ૨ એવી સાદી સંખ્યા છે. એજ પ્રમાણે ૮ કેરી અને ૪ કેરીનું ગુણોત્તર $\frac{૮}{૪}$ એટલે ૨ છે. આ ઉપરથી ધ્યાનમાં આવશે કે પેહેલું ગુણોત્તર બીજા ગુણોત્તર બરોબર છે. મતલબ કે સંખ્યાની જાતિ જોડે ગુણોત્તરનો સંબંધ નથી. જે કારણથી ગુણોત્તરના પદોનો અરસપરસ સંબંધ વ્યવહારી અપૂર્ણાંકના અંશ અને છેદના સંબંધ જેવો છે તે કારણથી વ્યવહારી અપૂર્ણાંકના નિયમ અને ગુણોત્તરના નિયમ સરખા છે એ સ્પષ્ટ છે.

૬૨. બે ગુણોત્તર બરોબર છે એવું દેખાડવું હોય ત્યારે તેમની વચ્ચે : : આવાં ચિન્હ મૂકવામાં આવે છે જેમકે, ૧૦ : ૫ : : ૮ : ૪

એનો અર્થ એ કે ૧૦ ને ૫નું જે ગુણોત્તર તેજ ૮ ને ૪નું છે. જ્યારે બે ગુણોત્તર બરોબર હોય ત્યારે તે બરોબરી (સમીકરણ) ને **પ્રમાણ** કહે છે.

**૬૩.** ચાર પદમાંનું પેહેલું પદ બીજાથી જેટલાગણું અથવ બીજાનો જેટલામો ભાગ હોય તેટલાજગણું અથવા તેટલામોજ ભાગ ત્રીજું પદ ચોથાનો હોય તો તે ચારે પદ પ્રમાણમાં છે એમ કહેવાય છે.

ચાર પદો પ્રમાણમાં હોય ત્યારે તેમાંના પેહેલા અને ચોથાને **અંત્ય** પદો કહે છે, અને બીજા અને ત્રીજા પદને **મધ્ય** પદો કહે છે. ૧૦ : ૫ : : ૮ : ૪ એ પ્રમાણમાં ૧૦ અને ૪ ને અંત્યપદો અને ૫ અને ૮ ને મધ્યપદો કહે છે.

**૬૪.** પ્રમાણમાં બે અંત્યપદોનો ગુણાકાર બે મધ્યપદોના ગુણાકાર બરોબર હોય છે.

$$૨૧ : ૭ :: ૧૨ : ૪,$$

એટલે $૨૧ : ૭ = ૧૨ : ૪,$

એટલે $\frac{૨૧}{૭} = \frac{૧૨}{૪}$ ;

ગુણોત્તરને વ્યવહારી અપૂર્ણાંકના નિયમ લાગુ પડે છે એમ ઉપર કહી ગયા છે, માટે,

$$\frac{૨૧}{૭} = \frac{૨૧\times૪}{૭\times૪} \text{ અને } \frac{૧૨}{૪} = \frac{૧૨\times૭}{૪\times૭}$$

$$\text{પરંતુ } \frac{૨૧}{૭} = \frac{૧૨}{૪}$$

$$\frac{૨૧\times૪}{૭\times૪} = \frac{૧૨\times૭}{૪\times૭}$$

$\therefore$ ૨૧×૪ = ૧૨×૭ ; એ ગુણાકાર કરવાથી સમજાશે.

મધ્યપદોના ગુણાકારને એક અંત્યપદે ભાગીએ તો બીજું અંત્યપદ આવે છે; અને અંત્યપદોના ગુણાકારને એક મધ્યપદે ભાગીએ તો બીજું મધ્યપદ આવે છે. ઉપલા દાખલામાં ૭×૧૨ને ૨૧એ ભાગીએ તો ભાગાકાર ૪ ( એટલે બીજું અંત્યપદ ) આવે છે; અને ૨૧×૪ને ૭એ ભાગીએ તો ભાગાકાર ૧૨ ( એટલે બીજું મધ્યપદ ) આવે છે.

**ઉદાહરણ**–૩, ૬ અને ૧૦ એ સંખ્યા પ્રમાણમાં હોવાને ચોથું પદ કયું હોવું જોઇએ ?

૩ : ૬ : : ૧૦ : ચોથું પદ.

$\therefore$ ચોથું પદ = $\frac{૬ \times ૧૦}{૩}$ = ૨૦, એ જવાબ.

### ૬૫. પ્રમાણના સંબંધમાં નીચે આપેલા નિયમો ધ્યાનમાં રાખવા જેવા છે.

**૧.** પ્રમાણમાંની ચાર સંખ્યામાંની પેહેલી તથા બીજી બંનેને કોઇ સરખી રકમે ગુણીએ અને ત્રીજી તથા ચોથીને પણ કોઈ સરખી રકમે ગુણીએ તો નવી આવેલી સંખ્યાઓ પણ પ્રમાણમાં હોય છે.

**૨.** ચાર સંખ્યાઓ જો એવી રીતે માંડી હોય કે જેથી બે અંત્યનો ગુણાકાર બે મધ્યના ગુણાકાર બરોબર થાય તો તે ચાર સંખ્યા પ્રમાણમાં હોવી જોઈએ.

**૩.** પ્રમાણની ચાર સંખ્યામાંની પેહેલી બેના સરવાળાનું અને પેહેલી સંખ્યાનું ગુણોત્તર તે બીજી બેના સરવાળાનું ને ત્રીજીના ગુણોત્તર બરાબર છે.

**૪.** પ્રમાણની ચાર સંખ્યામાંની પેહેલી બેની બાદબાકી ને બીજીનું ગુણોત્તર તે બીજી બેની બાદબાકી ને ચોથીના ગુણોત્તર બરાબર છે.

**૫.** સરખા ગુણોત્તરોના બધા અગ્રસરોના સરવાળાનું ને સર્વ ઉપાગ્રસરોના સરવાળાનું ગુણોત્તર તે આપેલાં ગુણોત્તરમાંના હરકોઈ ગુણોત્તરની બરોબર છે.

અંકગણિત શિખનારાએ ઉપર કહેલાં પ્રમાણભાગનાં મૂળતત્વો સારી પેઠે સમજી રાખવાં. અંકગણિતમાંના ઘણાખરા સવાલો પ્રમાણ ભાગની રીતથી છોડવી શકાય છે. હવે તેના, **સાદું વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ, નફો તોટો, શેરશેર** ઈ૦ જુદા જુદા વિભાગ પાડયા છે, પરંતુ તે ફકત સગવડ માટે કર્યા છે. તેમાંના દાખલા કરવાને ત્રિરાશી શિવાય બીજી કોઈ રીત કરવી પડે છે એમ સમજવું નહિ. ઉપર કહેલા જુદા જુદા વિભાગ કરવાનું કારણ તેમાંની જુદી જુદી પરિભાષાજ છે.

# ત્રિરાશી.

૬૬. પ્રમાણનાં ચાર પદોમાંનાં કોઈપણ ત્રણ પદ આપ્યાં હોય તે ઉપરથી ચોથું પદ કાઢવાની રીતને **ત્રિરાશી** કહે છે.

૬૭. ત્રિરાશીના બે પ્રકાર છે. **સમ** અને **વ્યસ્ત.**

જ્યારે બે પરિમેય વચ્ચે એવો સંબંધ હોય કે તેમાંનું એક પરિમેય જેમ જેમ વધતું જાય અથવા ઘટતું જાય તેમ તેમ બીજું પરિમેય પણ અનુક્રમે વધતું જાય અથવા ઘટતું જાય ત્યારે તે પરિમેયો સમ પ્રમાણમાં છે એમ કહેવાય છે. અને એવાં પરિમેયો જે પ્રમાણમાં હોય તેની ત્રિરાશીને **સમ ત્રિરાશી** કહે છે; પરંતુ જ્યારે બે પરિમેયોનો સંબંધ એવો હોય કે તેમાંનું એક પરિમેય જેમ જેમ વધતું જાય અથવા ઘટતું જાય તેમ તેમ બીજું પરિમેય ઉલટું અનુક્રમે ઘટતું જાય અથવા વધતું જાય તો તે પરિમેયો ઉલટ અથવા વ્યસ્ત પ્રમાણમાં છે એમ કહેવાય છે; અને એવાં પરિમેયો જે પ્રમાણમાં હોય તેની ત્રિરાશીને **વ્યસ્ત ત્રિરાશી** કહે છે.

કોઈ ચાકરને ચાકરીએ રાખ્યો તો જેમ જેમ તેની ચાકરીના દિવસ વધતા જાય તેમ તેમ તેની મજૂરી વધતી જાય છે; માટે

અહીંઆં ચાકરીના દિવસ અને મજૂરીના પૈસા સમ પ્રમાણમાં છે અને તેની ત્રિરાશી સમ છે. પરંતુ કોઇ કામ કરવાને કેટલાંક માણસ કામે લગાડયાં તો જેમ જેમ માણસની સંખ્યા વધતી જાય છે તેમ તેમ કામ કરવાને જે દિવસ લાગે તેની સંખ્યા ઘટતી જાય છે; માટે અહીંઆં માણસની સંખ્યા અને કામના દિવસની સંખ્યા ઉલટ પ્રમાણમાં છે અને તેની ત્રિરાશી વ્યસ્ત પ્રમાણમાં છે.

૬૮. ત્રિરાશીમાં આવનારાં ત્રણ પદને **પ્રમાણ, ફળ, અને ઇચ્છા** એવાં નામ આપ્યાં છે. આ ત્રણ પદ ઉપરથી જે ચોથું પદ શોધી કાઢવાનું તેને **ઇચ્છાફળ** કહે છે. આ ત્રણ પદોમાંનાં બે પદ એટલે પ્રમાણ અને ઈચ્છા એ બંને એક જાતિનાં અને એક નામનાં હોવાં જોઇએ, અને ત્રીજું પદ એટલે ફળ તે ઈચ્છાફળની જાતિનું હોવું જોઈએ; એકજ જાતિના પરિમેયનું ગુણોત્તર કાઢી શકાય છે, તેથી ત્રિરાશીમાંનું ત્રીજું પદ પ્રમાણના બીજા ગુણોત્તરનું અગ્રસર હોય છે અને તેનું ઉપાગ્રસર તે ચોથું પદ એટલે ઇચ્છાફળ છે; એ ઉપરથી ત્રિરાશીનાં પદો નીચે બતાવ્યા પ્રમાણે શા માટે માંડવા જોઇએ તે ધ્યાનમાં આવશે.

આપેલાં ત્રણ પદમાંથી જે પદ ઇચ્છાફળની જાતિનું હોય તેને ત્રીજા પદને ઠેકાણે માંડવું. એ ઈચ્છાફળ ત્રીજા પદ કરતાં મોટું આવતું હોય તો બાકી રહેલાં બે પદમાંથી મોટું પદ તેનીજ હારમાં બીજા પદને સ્થાને માંડવું, પરંતુ તે નાનું આવતું હોય તો બે પદમાંનું નાનું પદ બીજા પદને સ્થાને માંડવું, અને બાકી રહેલું પદ પેહેલાને ઠેકાણે માંડવું. પેહેલાં બે પદ એક નામનાં ન હોય તો ભાંજણીની રીતે એક નામનાં કરવાં, પછી બીજા અને ત્રીજા પદના ગુણાકારને પેહેલા પદે ભાગવો, એટલે ઇચ્છાફળ અથવા ઉત્તર આવશે.

**ઉદા૦૧લું.** એક ચાકરનો ૮ મહિનાનો પગાર ૬૪ રૂ૦ છે, ત્યારે તેનો ૧૦ મહિનાનો પગાર કેટલો ?

અહીંઆં પગાર કાઢવાનો છે. જેમ જેમ ચાકરીના મહિના વધતા જાય છે તેમ તેમ પગાર અધિક મળતો જાય છે, એટલે પગાર મહિનાના સમ પ્રમાણમાં છે; માટે આ ત્રિરાશી સમ છે. હવે ૧૦ મહિના ૮ મહિના કરતાં અધિક છે માટે ૧૦ મહિનાનો પગાર એટલે ઇચ્છાફળ તે, તેજ જાતિના પદ કરતાં એટલે ૬૪ રૂ. કરતાં અધિક હોવું જોઇએ; માટે ઉપર કહેલા નિયમ પ્રમાણે ઈચ્છાફળની, જાતિનું પદ એટલે ૬૪ રૂ.ને ત્રીજા પદને ઠેકાણે માંડીને ૧૦ મહિના અને ૮ મહિનામાંથી ૧૦ને બીજા પદને ઠેકાણે માંડવા, અને પેહેલા પદને ઠેકાણે ૮ માંડવા જેમકે,

૮ મહિના : ૧૦ મહિના : : ૬૪ રૂપીઆ : ઇષ્ટ રૂપિઆ.

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{૧૦ \times \cancel{૬૪}^{૮}}{\cancel{૮}_{૧}} = ૮૦$$

∴ ૮૦ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦૨જું.** ૮ માણસ કોઇ એક કામ ૧૫ દિવસમાં કરે છે, તો તેજ કામ ૧૨ માણસ કેટલા દિવસમાં કરશે ?

અહીં દિવસ કાઢવાના છે. જેમ જેમ માણસ વધતાં જાય તેમ તેમ કામ પૂરૂં થવાને ઓછા દિવસ લાગે છે. એટલે દિવસ માણસના ઉલટા પ્રમાણમાં છે, તેથી આ સંબંધને લીધે ત્રિરાશી વ્યસ્ત છે. ઇચ્છાફળનું એટલે જવાબની જાતિનું પદ ૧૫ દિવસ એ ત્રીજા સ્થાને માંડવું અને ઈચ્છાફળ એટલે પ્રમાણમાંનું ચોથું પદ ત્રીજા પદ કરતાં ઓછું આવે છે, તે માટે બાકીનાં બે પદોમાંથી એટલે ૮ માણસ અને

૧૨ માણુસ એમાંથી મોટું પદ એટલે ૧૨ માણુસ એ પદ પેહેલે સ્થાને માંડી બીજા સ્થાને ૮ માણુસનું પદ માંડવું. જેમ,

૧૨ માણુસ : ૮ માણુસ : : ૧૫ દિવસ : ઇષ્ટ દિવસ.

$$\therefore \text{ઇષ્ટ દિવસ} = \frac{\overset{૫}{\cancel{૧૫}} \times \overset{૨}{\cancel{૮}}}{\underset{૧}{\cancel{\cancel{૧૨}}}} = ૧૦.$$

∴ ૧૦ દિવસ, એ જવાબ.

**૬૯.** ઉપલાં બે ઉદાહરણમાં ત્રિરાશી માંડેલી છે તે પ્રમાણે તેવા પ્રકારના દરેક ઉદાહરણમાં ત્રિરાશી માંડીને બે મધ્ય પદોનો ગુણાકાર કરવામાં આવે છે. હવે એ બે પદોમાંથી એક પદ એક જાતિનું અને બીજું પદ બીજી જાતિનું હોવાને લીધે તેનો ગુણાકાર કરીએ તો બે વિજાતિ પરિમાણનો એટલે મહિના અને રૂપીઆ અથવા માણસ અને દિવસનો ગુણાકાર કરવા જેવું છે; પણ પ્રમાણ એટલે બે ગુણોત્તરોનું સરખાપણું છે અને બે સાદી અથવા સંયુકત સંખ્યાનું ગુણોત્તર હમેશાં સાદી સંખ્યાજ હોય છે એ ધ્યાનમાં રાખીએ એટલે ઉપલી શંકા સેહેજ દૂર થાય છે. ઉપલા બીજા ઉદાહરણમાં પેહેલું ગુણોત્તર ૧૨ માણસ : ૮ માણસ એમ લખેલું છે; પણ એ સંયુકત સંખ્યા છે તો તેનું ગુણોત્તર ૧૨ અને ૮ એ બે સાદી સંખ્યાના ગુણોત્તર બરોબર છે. એજ પ્રમાણે ૧૫ દિવસ અને ૧૦ દિવસ ( ઈષ્ટ દિવસ ) નું ગુણોત્તર ૧૫ અને ૧૦ એ બે સાદી સંખ્યાના ગુણોત્તર બરોબર છે; માટે બે મધ્ય પદોનો ગુણાકાર કરતાં પેહેલાં જેમાં સાદા સંખ્યા હોય એવી સંખ્યાનું પ્રમાણ માંડી પછી મધ્ય પદોનો ગુણાકાર કરી તે ગુણાકારને પેહેલા પદે ભાગી જવાબ કાઢયો છે એમ માનીએ તો પછી કોઇપણ જાતની શંકા રહેતી નથી.

**ઉદા૦૩જું.** ૧૨ કેરીની ૦)=। કિમ્મત પડે છે, તો ૧૦૦૦ કેરીની શી કિમ્મત પડશે ?

અહીં કિમ્મત કાઢવાની છે માટે કિમ્મતની જાતિનું પદ એટલે ૦)=। = $\frac{૯}{૪}$ આના = $\frac{૯}{૬૪}$ રૂ૦ એ ત્રીજા સ્થાને માંડવું, અને જેમ કેરી

વધારે,તેમ કિમ્મત વધારે પડે માટે ૧૨ કેરી અને ૧૦૦૦ કેરી એમાંથી મોટું પદ એટલે ૧૦૦૦ કેરી બીજે સ્થાને માંડવી અને રહેલું પદ, ૧૨ કેરી પેહેલે સ્થાને માંડવી એટલે નીચે લખ્યા પ્રમાણે પ્રમાણ મંડાશે.

૧૨ કેરી : ૧૦૦૦ કેરી : : $\frac{૯}{૬૪}$ રૂા. : ઇષ્ટ રૂા.

$\therefore$ ઇષ્ટ રૂ૦ $= \frac{૧૦૦૦ \times ૯}{૧૨ \times ૬૪} = \frac{૩૭૫}{૩૨}$

$\therefore$ $\frac{૩૭૫}{૩૨}$ રૂ૦, એ કિમ્મત થઈ.

હવે $\frac{૩૭૫}{૩૨}$ રૂ૦ $=$ ૧૧$\frac{૨૩}{૩૨}$ રૂ૦

અને $\frac{૨૩}{૩૨}$ રૂ૦ $= \frac{૨૩ \times ૧૬}{૩૨}$ આ. $= \frac{૨૩}{૨}$ આ૦ $=$ ૧૧ $\frac{૧}{૨}$ આ૦

અને $\frac{૧}{૨}$ આ. $= \frac{૧}{૨} \times \frac{૧૨}{૧}$ પાઇ $=$ ૬ પાઇ.

$\therefore$ ૧૧ રૂા. ૧૧ આ. ૬ પાઇ. એ જવાબ.

ઉદાહરણ૦૪થું. એક મણ ઘીની કિમ્મત ૩૪ રૂપીઆ પડે છે, તો ૩ શેર ઘીની કિમ્મત કેટલી?

મણના શેર ૪૦ માટે

૪૦ શે. : ૩ શે. : : ૩૪ રૂા. : ઇષ્ટ રૂા.

```
        ૩૪
        ×૩
    ─────────
 ૪૦) ૧૦૨ (૨ રૂા.
      ૮૦
    ─────────
      ૨૨
     ×૧૬
    ─────────
 ૪૦) ૩૫૨ (૮ આ.
     ૩૨૦
    ─────────
      ૩૨
     ×૧૨
    ─────────
 ૪૦) ૩૮૪ (૯પા.
 ૫
     ૩૬૦
    ─────────
      ૨૪
       ૩
```

$\therefore$ ૨રૂ૦ ૮આ. ૯$\frac{૩}{૫}$ પાઇ. જવાબ.

અહીં પ્રથમ ૩ અને ૩૪નો ગુણાકાર કર્યો તો ૧૦૨ આવ્યા; એ ગુણાકારને ૪૦એ ભાગતાં ભાગાકાર ૨ આવ્યો (એ ૨ રૂપીઆ છે, પા. ૧૦૩. ક. ૬૮) અને શેષ ૨૨ રહ્યા તેને ૧૬ એ ગુણ્યા અને ૪૦ એ ભાગ્યા; પણ એમ કરવાને બદલે ૪૦ને ૧૬એ ભાગી આવેલા (રાાએ) ભાગાકારે ૨૨ને ભાગત તો ભાગાકાર પેહેલાં જેટલોજ આવત (કારણ $\frac{૨૨\times૧૬}{૪૦} = ૨૨ \times \frac{૧૬}{૪૦} = ૨૨ \times \frac{૧}{૨ા}$); પણ શેષ મૂળના શેષ (૩૨) ના $\frac{૧}{૧૬}$ જેટલો (= ૨) રહયો હોત. હવે એ શેષને ૧૨એ ગુણ્યા પછી, ઉદાહરણ કર્યા ગયા તો એ ગુણાકારને (૨૪ને) રાાએ ભાગવા પડે પણ એમ કર્યાથી ભાગાકાર ઉઠી જતો નથી, કારણ ૧૨ એ રાાના (કોઇપણ) પૂરાગણા નથી. પરંતુ તે શેષને ૨૫ અથવા ૧૦૦એ (કારણ આનાની રેસ ૨૫ ને બદામ ૧૦૦) ગુણી રાાએ ભાગીએ તો છેવટ પૂરો ભાગ પડે છે, કારણ ૨૫ એ રાાના ૧૦ગણા ને ૧૦૦ એ ૪૦ગણા છે.

આ ઉપર કહેલી રીત મનમાં ને મનમાં હિસાબ કરવાના કામમાં વધારે ઉપયોગી પડે છે. એ રીતને (અને એવા પ્રકારની બીજી રીતને પણ) મ્હોના હિસાબની રીત કહે છે.

**ઉદ્દા૦પમું**. ૧ શેર મધના સાડાત્રણ આના પડે છે, તો ૧ાા મણનું શું પડશે?

$$૩ાા \text{ આના} = \frac{૭}{૩૨} \text{ રૂા. અને } ૧ાા \text{ મણ} = ૬૦ \text{ શેર.}$$

$$૧ \text{ શેર} : ૬૦ \text{ શેર} :: \frac{૭}{૩૨} \text{ રૂા.} : ઇષ્ટ \text{ રૂપીઆ.}$$

$$\therefore ઇષ્ટ \text{ રૂપીઆ} = \frac{\overset{૧૫}{\cancel{૬૦}}}{૧} \times \frac{૭}{\underset{૮}{\cancel{૩૨}}} = \frac{૧૦૫}{૮} = ૧૩\ \frac{૧}{૮}$$

અને ૧૩$\frac{૧}{૮}$ રૂા. = ૧૩ રૂા. ૨ આ. એ જવાબ.

આમાં $\frac{૭}{૨}$ આનાને રૂપીઆનું રૂપ આપ્યું ને પછી ૬૦ એ ગુણ્યા,

તેમ ન કરતાં $\frac{૭}{૨}$ આનાને ૬૦ એ ગુણીને પછી રૂપીઆનું રૂપ આપ્યું હોય તોએ ચાલે.

**ઉદા૦૬૬ઠું.** એક ગૃહસ્થની ૨૫૦ એકર જમીન છે; તેમાંની ૧૫૦ એકર બાગાયત અને ૧૦૦ એકર જરાયત છે. બાગાયત જમીનનો આકાર દર એકરે ૪ રૂા. પ્રમાણે અને જરાયત જમીનનો આકાર દર એકરે ૧॥ રૂા. પ્રમાણે છે; તો તેને એકંદરે કેટલો આકાર ભરવો પડે ?

અહીં આકાર કાઢવાનો છે અને જેમ જેમ જમીન વધારે તેમ તેમ આકાર વધારે, તેથી અહીં ત્રિરાશી સમ છે. બાગાયત જમીનનો આકાર દર ૪ રૂા. પ્રમાણે છે, તેથી

૧ એ. : ૧૫૦ એ. : : ૪ રૂા. : ઇષ્ટ રૂા૦

∴ ઇષ્ટ રૂા. = ૧૫૦ × ૪ = ૬૦૦

∴ ૬૦૦ રૂા. એ બાગાયત જમીનનો આકાર

અને જરાયત જમીનના આકારનો દર ૧॥ રૂા. = ૧$\frac{૧}{૨}$ રૂા. = $\frac{૩}{૨}$ રૂા. પ્રમાણે છે, તેથી

૧ એ. : ૧૦૦ એ. : : $\frac{૩}{૨}$ રૂા. : ઇષ્ટ રૂા.

$$∴ \text{ઇષ્ટ રૂા.} = \frac{\overset{૫૦}{\cancel{૧૦૦}} \times ૩}{\cancel{૨}_{૧}} = ૧૫૦$$

∴ ૧૫૦ રૂા. એ જરાયત જમીનનો આકાર.

∴ ૬૦૦ રૂા. + ૧૫૦ રૂા. = ૭૫૦ રૂા. એ સઘળી જમીનનો આકાર.

∴ ૭૫૦ રૂા. જવાબ.

**ઉદા૦૭મું.** એક ગૃહસ્થે પોતાનું ઘર ભાડે આપ્યું છે; અને ભાડાની પેદાશપર દર સાલ દર રૂપીએ ૧ પાઈ પ્રમાણે ઘરવેરો આપતાં

તેને વર્ષના ૯૨ રૂ. ૭ આ. ૮ પાઈ બચે છે; તો તે ગૃહસ્થની દર સાલ ભાડાની પેદાશ કેટલી ?

૧ રૂ. = ૧૯૨ પાઈ; એમાંથી ૧ પાઈ ઘરવેરો જતાં બાકી ૧૯૧ પાઈ પેદાશમાંથી શિલ્લક રહે છે; અને ૧૯૧ પાઈ= $\frac{૧૯૧}{૧૯૨}$ રૂ. અને ૯૨ રૂ. ૭ આ. ૮ પાઈ = ૯૨$\frac{૨૩}{૪૮}$ રૂ. = $\frac{૪૪૩૯}{૪૮}$ રૂ.

તેથી $\frac{૧૯૧}{૧૯૨}$ રૂ. : $\frac{૪૪૩૯}{૪૮}$ રૂ. : : ૧ રૂ. : ઇષ્ટ રૂ.

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{૪૪૩૯ \times ૧ \times ૧૯૨}{૪૮ \times ૧૯૧} = \frac{૪૪૩૯ \times ૪}{૧૯૧} = \frac{૧૭૭૫૬}{૧૯૧}\text{રૂ.}$$

$\frac{૧૭૭૫૬}{૧૯૧}$ રૂ. = ૯૨ રૂ. ૧૫ આ. ૪$\frac{૧૮૪}{૧૯૧}$ પાઈ.

∴ ૯૨ રૂ. ૧૫ આ. ૪$\frac{૧૮૪}{૧૯૧}$ પાઈ, એ જવાબ.

**ઉદા૦૮૮મું.** એક ગાડીવાળો ૩ ખાંડી ચોખા ૭૨ માઈલપર લઈ જવાને ૧૦ રૂ. ૮ આ. ભાડું લે છે, તો તે તેટલાજ ભાડામાં ૪॥ખાંડી ચોખા કેટલા માઇલ સુધી પહોંચાડે ?

૪॥ ખાંડી = ૪$\frac{૧}{૨}$ ખાંડી = $\frac{૯}{૨}$ ખાંડી; ભાડું તેનું તેજ હોવાને લીધે બોજો જેમ જેમ વધારે તેમ તેમ અંતર ઓછું, આ માટે ત્રિરાશી વ્યસ્ત છે; તેથી

$\frac{૯}{૨}$ ખાં. : ૩ ખાં. : : ૭૨ મા. : ઇષ્ટ મા.

$$\therefore \text{ઇષ્ટ મા.} = \frac{૭૨ \times ૩ \times ૨}{૯} = ૪૮.$$

∴ ૪૮ માઇલ, એ જવાબ.

**ઉદા૦૮૯મું.** ૧૨ માણસના કુટુંબને ૪ ખાંડી ચોખા ૧૭ મહિના પોહોંચે; તો ૮ માણસના કુટુંબને તેટલાજ ચોખા કેટલા દિવસ પોહોંચે?

ચોખા તેટલાજ હોવાને લીધે જેમ જેમ માણસ ઓછાં તેમ તેમ મહિના વધારે, તેથી ત્રિરાશી વ્યસ્ત છે; માટે

૮ મા. : ૧૨ મા. : : ૧૦ મહિના : ઈષ્ટ મ.

$$\therefore \text{ઇષ્ટ મ.} = \frac{\overset{૫}{\cancel{૧૦}} \times \overset{૩}{\cancel{૧૨}}}{\underset{૧}{\cancel{\cancel{૮}}}} = ૧૫.$$

∴ ૧૫ મહિના, એ જવાબ.

**ઉદા૰૧૦મું.** દરરોજ ૧૨ ગાઉ પ્રમાણે ચાલતાં એક ગામથી બીજે ગામ જવાને ૧૦ દિવસ લાગે છે; તો દરરોજ ૧૫ ગાઉ પ્રમાણે ચાલતાં કેટલા દિવસ લાગે ?

બે ગામ વચ્ચેનું અંતર કાયમ હોવાને લીધે જેમ જેમ વધારે ચાલે તેમ તેમ દિવસ ઓછા લાગે, માટે ત્રિરાશી વ્યસ્ત છે; તેથી

૧૫ ગા : ૧૨ ગા : : ૧૦ દિ. : ઇષ્ટ દિ.

$$\therefore \text{ઇષ્ટ દિ.} = \frac{\overset{૨}{\cancel{૧૦}} \times \overset{૪}{\cancel{૧૨}}}{\underset{૧}{\cancel{\cancel{૧૫}}}} = ૮$$

∴ ૮ દિવસ, એ જવાબ.

**ઉદા૰૧૧મું.** ૨ હાથ પનાની ૫ વાર દોટી ૩ રા઼ એ મળે છે, તો તેટલીજ કિમ્મતમાં ૨ા હાથ પનાની દોટી કેટલી મળશે ?

૨ા હાથ = ૨$\frac{૧}{૨}$ હાથ = $\frac{૫}{૨}$ હાથ.

કિમ્મત સરખી હોવાને લીધે જેમ જેમ પનો વધારે તેમ તેમ લંબાઈ ઓછી, તેથી ત્રિરાશી વ્યસ્ત છે;

માટે $\frac{૫}{૨}$ હાથ : ૨ હાથ : : ૫ વાર : ઈષ્ટ વાર.

$$\therefore \text{ઇષ્ટ વાર} = \frac{\overset{1}{\cancel{5}} \times 2 \times 2}{\underset{1}{\cancel{5}}} = 4$$

∴ ૪ વાર, એ જવાબ.

**ઉદા૦૧૨૩મું.** એક શાહુકારે એક માણસ ૧૦ મહિનાની બોલીએ નોકર રાખ્યો. તેનો કરાર એવો હતો કે ૧૦ મહિનામાં તેને એક ધોતી જોડો અને ૧૦૦ રૂ. રોકડા આપવા; પણ તે માણસે ૭ મહિનામાં ચાકરી છોડી ત્યારે તેને એક ધોતીજોડો અને ૬૪ રૂ. રોકડા મળ્યા; તો ધોતીજોડાની કિમ્મત કેટલી ?

તેને ૧૦ મહિનામાં એક ધોતીજોડો અને ૧૦૦ રૂ. રોકડા મળવાના હતા. પરંતુ તેને એક ધોતીજોડો અને ૬૪ રૂ. મળ્યા એટલે ૩૬ રૂ. કમી મળ્યા તેનું કારણ એ કે તેણે ૩ મહિના વહેલી ચાકરી છોડી, તેથી તેને ૩ મહિનાનો પગાર મળેલો નહિ. એ પરથી ૩ મહિનાનો પગાર ૩૬ રૂ. છે એમ થયું; માટે.

૩ મ. : ૧૦ મ. : : ૩૬ રૂ. : ઇષ્ટ રૂ.

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{10 \times \overset{12}{\cancel{36}}}{\underset{1}{\cancel{3}}} = 120$$

∴ ૧૨૦ રૂ. એ ૧૦ મહિનાનો પગાર થયો;

પરંતુ તેનો કરાર ૧૦૦ રૂ. રોકડા મેળવાનો હતો.

∴ ૧૨૦ રૂ.—૧૦૦ રૂ. = ૨૦ રૂ.

∴ ૨૦ રૂપીઆ, એ ધોતીજોડાની કિમ્મત.

**૭૦. એકમગણિત** એટલે પ્રમાણ માંડયા શિવાય એકના આધારે હિસાબ કરવાની સેહેલી રીત; અને તેથીજ આ રીતે હિસાબ કરવા સેહેલા પડે છે; પરંતુ આ રીતનો ઉપયોગ પ્રમાણ ભાગના

નિયમનું સારૂં જ્ઞાન થયા શિવાય કરવો નહિ. નીચેના દાખલા એકમ ગણિતથી કર્યા છે.

**ઉદા૦૧લું.** ૧૨ ઘોડાના ૧૫૬ રૂ. પડે છે તો ૫ ઘોડાનું શું પડશે?

૧૨ ઘોડાની કિમ્મત ૧૫૬ રૂપીઆ છે.

∴ ૧ ઘોડાની કિમ્મત ૧૩ રૂ. છે.

∴ ૫ ઘોડાની કિમ્મત ૬૫ રૂ. છે.

∴ ૬૫ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦૨જું.** ૨૦ માણસ કોઈએક કામ ૮ દિવસમાં કરે છે, તો ૧૬ માણસ તેજ કામ કેટલા દિવસમાં કરશે ?

૨૦ માણસ તેજ કામ ૮ દિવસમાં કરેછે.

∴ ૧ માણસ તેજ કામ ૮×૨૦=૧૬૦ દિવસમાં કરે છે.

∴ ૧૬ માણસ તેજ કામ $\frac{૧૬૦}{૧૬}$ =૧૦દિવસમાં કરેછે.

∴ ૧૦ દિવસ, એ જવાબ.

**ઉદા૦૩જું.** ૧ તોલા સોનાના ૨૪ રૂપીઆ પડે છે, તો ૨ રતિ સોનું વેચાતું લીધું તેના કેટલા પૈસા આપવા ?

તોલાની રતિ ૯૬.

∴ ૯૬ રતિ સોનાની કિમ્મત ૨૪ રૂપીઆ છે.

∴ ૧ રતિ " " $\frac{૨૪}{૯૬}$ રૂપીઆ છે.

∴ ૨ રતિ " " $\frac{૨૪}{૯૬} \times ૨ = \frac{૧}{૨}$ રૂપીઆ છે.

$\frac{૧}{૨}$ રૂ. = ૮ આના.

∴ ૮ આના, એ જવાબ.

અહીં $\frac{૨૪}{૯૬}$ રૂ. એ ૧ રતિ સોનાની કિમ્મત છે; એની કિમ્મત ઉતરતા પરિમાણમાં કાઢવી હોય તો $\frac{૨૪}{૯૬}$ રૂ. ને ૧૬ એ (આનાનું રૂપ આપવા સારૂ) ગુણવા.

$\therefore \frac{૨૪}{૯૬}$ રૂ. $= \frac{૨૪}{૯૬} \times \frac{૧૬}{૧}$ આ.$= \frac{૨૪}{૬}$ આ. $=$ ૪ આ.

આ ઉપરથી મ્હોના હિસાબ કરવાની (લેખાંની) રીત નીચે પ્રમાણે નિકળે છે.

**જેટલે રૂપીએ તોલો તેથી $\frac{૧}{૬}$ આને એક રતિ.**

$\frac{૨૪}{૯૬}$ રૂ. ને પાઇનું રૂપ આપ્યું તો

$\frac{૨૪}{૯૬}$ રૂ. $= \frac{૨૪}{૯૬} \times \frac{૧૯૨}{૧}$ પાઇ. $=$ ૨૪ $\times$ ૨ પાઇ.

આ ઉપરથી બીજી એક રીત એવી નિકળે છે કે:-

જેટલે રૂપીએ તોલો તેથી બમણી પાઇએ રતિ.

એક રતિની કિમ્મત ઉપરથી આપેલી રતિની કિમ્મત કાઢવી.

**૭૧. નીચે આપેલી વ્યાખ્યા ધ્યાનમાં રાખવા જેવી છે.**

એક માણસની એકંદર આવક એટલે તેની **કુલ પેદાશ**; અને પેદાશ ઉપર કર વગેરે આપતાં જે બાકી રહે તે તેની **ચોખ્ખી પેદાશ.**

માલ વેચનાર લેનારની વચ્ચે સાટું કરાવી આપનાર માણસને **દલાલ** કહે છે, અને તેની મેહેનત બદ્દલ વેચાણની રકમપર સેંકડે જે રકમ તેને આપવી પડે તેને **દલાલી** કહે છે.

વેચવા માટે જે માણસને માલ સોંપવામાં આવે તેને **આડતીઓ** કહે છે, અને વેચાણની રકમ ઉપર તેને દર સેંકડે જે રકમ આપવી પડે તેને **આડત** અથવા **કમિશન** કહે છે.

કમિશનમાં કમિશન લેનારને માલ સોંપવામાં આવે છે, પરંતુ દલાલ તો લેનાર દેનાર વચ્ચે માત્ર સાટું કરાવી આપે છે.

કોઈએક દેવાદારની મિલ્કતની કિમ્મતમાંથી અથવા તેની આવકમાંથી તેના શાહુકારને રૂપીએ ચાર આની, છ આની, ઇ. જે **હિસ્સો** મળે તેને **વિભાજ્ય*** એવું નામ આપ્યું છે.

કોઈએક શાહુકાર પાસેથી અમુક રકમ કરજે લઈ તેના અવેજમાં કોઇ સ્થાવર અથવા જંગમ મિલ્કત તેને આપી હોય તો તે **ઘરેણે** અથવા **ગિરો** મૂકી એમ કહેવાય.

કોઇએક જમીનની વાર્ષિક પેદાશ ૪૦૦ રૂપીઆ હોય અને તેની કિમ્મત ૬૦૦૦ રૂપીઆ થાય તો તે જમીનની તે **૧૫વર્ષની કિમ્મત** ગણાય છે.

કોઇપણ જોખમમાંથી જીંદગીનું અથવા મિલ્કતનું સંરક્ષણ કરવા સારૂ અને તેનું નુકશાન થયેથી અમુક રકમ મેળવવા સારૂ કરેલા ઠરાવને **વિમો** કહે છે.

વિમા સારૂ આપેલા પૈસાને **વિમાખરચ (પ્રિમિયમ)** કહે છે અને વિમો ઉતરાવનારને તે વિમા સંબંધી કરી આપેલા લેખને **વિમાકરાર (પોલિસી)** કહે છે.

વિમાના સામાન્ય પ્રકાર ત્રણ છે. **માલનો, મિલકતનો** અને **જીંદગીનો.** આનો વિશેષ વિચાર બીજા ભાગમાં કર્યો છે.

**૭૨.** ત્રિરાશીનું દરેક ઉદાહરણ મ્હોના હિસાબની રીતથી થઇ શકતું નથી; તોપણ જે ઉદાહરણો તેવી રીતે થઈ શકે એવાં હોય તેવાં એક બે પાછળ કરી બતાવ્યાં છે, તેમાં આપેલી રીત પ્રમાણે તેવાજ પ્રકારનાં ઉદાહરણ મોઢે કરવાની ટેવ પાડવાથી તે વ્યવહારમાં ઘણી ઉપયોગી થઈ પડેછે. તેવી કેટલીક રીતો લેખાંની ચોપડીમાં આપી હોય છે તે બરોબર ધ્યાનમાં રાખવાથી હિસાબ જલદી થવાને સારી મદદ મળશે.

---

* આ શબ્દનો અર્થ આગળ સમજાવ્યો છે.

# ઉદાહરણ સંગ્રહ ૨૮.

(૧) ૧૭ રૂપીઆ અને ૮ આનાનું ગુણોત્તર કેટલું ?

(૨) ૧૩ પૌંડ અને ૮ પેન્સનું ગુણોત્તર કેટલું ?

(૩) પ્રમાણમાંનાં ચાર પદોમાંથી ૧૫, ૧૩ અને ૨૨૫ એ ત્રણ પદો આપેલાં છે, તો ચોથું પદ કયું ?

(૪) ૭ : ૧૧ અને ૨૯ : ૪૫ એ જોડીમાં કોનું ગુણોત્તર મોટું ?

(૫) ૩ : ૫; ૭ : ૯; ૧૩ : ૧૭; ૨ : ૧૧ એ ગુણોત્તરોમાં અતિ નાનું ગુણોત્તર કયું ?

(૬) એક પ્રમાણમાં ૧૧ અને ૨૧ એ અંત્ય પદો છે, એક મધ્ય પદ ૯ છે, તો બીજું મધ્ય પદ કયું ?

(૭) વર્તુળના વ્યાસ અને પરિધનું ગુણોત્તર ૭ : ૨૨ છે. એક વર્તુળનો પરિધ ૩ ફુ. ૮ ઈ. છે, તો તેનો વ્યાસ કેટલો ?

* (૮) ૨$\frac{૧}{૨}$ રૂપીઆ ભાર કેશર $\frac{૩}{૭}$ રૂપીએ મળે છે, તો ૯ રૂપીઆનું કેટલું કેશર આવે ?

* (૯) ૬૩ રૂપીઆભાર કપૂર વેચતાં ૧૦૪ રૂપીઆ ઉપજે, તો ૧૨$\frac{૧}{૪}$ રૂપીઆભાર કપૂર વેચતાં કેટલા રૂપીઆ મળશે ?

(૧૦) ૩ આનાની ૨૫ કેરી મળે, તો ૨૨૫ કેરીનું શું આપવું પડે?

(૧૧) એક તોલાના ૨૮॥ રૂપીઆ પડે, તો ૩ તોલા ૧૬ વાલનું શું પડશે?

(૧૨) ૫૦ ઘોડાના ૩૧૦ પૌંડ ૧૦ શિ. પડે, તો એક ઘોડો કેટલી કિમ્મતે પડયો ?

---

* આ ઉદાહરણો લીલાવતીમાંથી લીધાં છે.

(૧૩) ૨ રૂપીઆનો ૧૩શેર ગોળ મળે, તો ૧ખાંડી ગોળનું શું પડશે?

(૧૪) ૨ શિલિંગની ૮ રતલ ખાંડ મળે, તો ૩ ટન ખાંડની કિમ્મત કેટલી ?

(૧૫) ૧ આનાનાં ૨૫ બરૂ મળે, તો ૧૨ આ.૬ પાઈનાં કેટલાં બરૂ મળે?

(૧૬) ૧ રૂપીઆની ૧૨ શેર બાજરી મળે, તો ૩ મણનું શું પડે ?

(૧૭) રૂા. ૩ાા≈ નું ૩૬ વાર કાપડ મળે, તો ૧ વારની શી કિમ્મત?

(૧૮) ૪૫ યાર્ડ કાપડના ૧૦ પૌંડ પડે, તો ૧૩ પૌંડ ૧૬ શિલિંગનું કેટલા યાર્ડ કાપડ આવે ?

(૧૯) ૨૫ માણસ ૨૦ એકર જમીનનું ઘાસ ૧ દિવસમાં કાપે, તો તેટલાજ વખતમાં ૩૫ માણસ કેટલા એકર જમીનનું ઘાસ કાપશે?

(૨૦) ૪ાા ખાંડી બાજરી ૨૬ ગાઉ લઈ જવાને રૂા. ૩ાા≈ પડે છે, તો તેટલાજ ગાઉ સુધી ૪૫ ખાંડી બાજરી લઈ જવાને શું પડશે ?

(૨૧) એક ગૃહસ્થની વર્ષની પેદાશ ૧૦૦૦ રૂા. છે અને તેને દર રૂપીએ ૫ પાઈ પ્રમાણે કર આપવો પડે છે, તો કર જતાં તેની ચોખ્ખી પેદાશ કેટલી ?

(૨૨) ૧૦ બળદની કિમ્મત ૩૫ ઘેટાંની કિમ્મત જેટલી છે, તો ૪૯૪૯ ઘેટાં આપવાથી કેટલા બળદ મળે ?

(૨૩) એક કાસદ ૧૩ દિવસમાં ૭૨ ગાઉ જાય, તો તેને ૬૦૦ ગાઉ જવાને કેટલા દિવસ લાગે ?

(૨૪) એક વહાણ ૩૨ દિવસમાં ૮૦૦ માઇલ જાય છે, તો તેને ૨૫૪૦ માઇલ જવાને કેટલા દિવસ લાગશે ?

(૨૫) ૫૦૦ ગાગર પાણી બહાર કાઢવાને ૧૩ કલાક લાગે, તો ૨૫૬૦ ગાગર પાણી બહાર કાઢવાને કેટલા કલાક લાગે ?

(૨૬) ૧૩ મણ ૭ શેર ખાંડના ૭૫ રૂા. પડે છે તો ૧૦ શેરનું શું પડશે ?

(૨૭) ૧ તોલો ૧૮ વાલ ૨ રતિ સોનાની કિમ્મત ૩૫ રૂા. ૧૨ આના પડે છે, તો ૫ વાલ સોનાનું શું પડશે ?

(૨૮) ૧ એકર જમીનનો આકાર ૬ રૂા. ૮ આના છે, તો ૧૨ એકર ૩ રૂડ જમીનનો કેટલો આકાર થાય ?

(૨૯) ૧$\frac{૧}{૨}$ ટન કોયલાના ૪૨ પૌંડ ૧૮ શિ. ૩ પે. પડે, તો ૬ હંડ્રવેટ ૨ ક્વાર્ટર ૧૪ પૌંડ કોયલાનું શું પડશે ?

(૩૦) એક વેપારીએ ૧ રૂપીઆનું ૪ મણ પ્રમાણે ૧૫૦રૂપીઆનું અનાજ વેચાતું લીધું અને તેમાંથી ૨૫૦ મણ અનાજ પોતાના ઘર ખરચ સારૂ રાખી બાકીનું તેટલાજ રૂપીઆમાં વેચી દીધું, તો તે શા દરે વેચ્યું ?

(૩૧) એક આનાની ૫ કેરી મળે છે, તો સેંકડો કેમ પડે ?

(૩૨) ૧૦ શિલિંગે ૧ પેક અનાજ મળે, તો ૩૫૧ બુશલનું શું પડશે?

(૩૩) ૮$\frac{૧}{૨}$ યાર્ડ છિંટના ૪ શિ. ૬ પેન્સ પડે, તો ૮ ડઝન યાર્ડ છિંટનું શું પડે ?

(૩૪) ૧૨ હં. ૩ ક્વા. ૨૧ પૌં. કોયલાના ૨ પૌં. ૮ શિ. પડે છે, તો ૩ ટન ૧૫ હં. નું શું પડશે ?

(૩૫) ૩ ચોરસ હાથ તાંબાનું પતરૂં રૂા. ૫ા≈એ મળે છે,તો ૯૦ રૂપીઆમાં કેટલાં પતરાં વેચાતાં મળશે ?

(૩૬) ૫ ફૂટ ઊંચી શિડીનો પડછાયો ૩ ફૂટ ૯ ઇંચ પડે, તો જે શિડીનો પડછાયો ૪ ફૂ. ૧૧ ઇંચ પડે છે તેની ઊંચાઈ કેટલી હોવી જોઇએ ?

(૩૭) એક ઘડીઆળ દરેક પહોરે ૮ સેકંડ વધારે ચાલે છે, તો તે ૨ અઠવાડીઆમાં કેટલું આગળ જાય?

(૩૮) એક શાહુકારે દેવાળું કાઢયું ત્યારે તેને ૮૫૦ રૂ. નું કરજ હતું, અને તેની બધી મિલ્કત વેચતાં ૪૭૫ રૂ. ઉપજ્યા, તો તેને દર રૂપીએ કેટલી છૂટ મળી?

(૩૯) એક દેવાળીઆને પોતાની મિલ્કત વેચતાં ૯૬૦ પૌંડ ઉપજ્યા, તે તેણે પોતાના માગનારાઓને ૧ પૌંડે ૮ શિ. પ્રમાણે વેહેંચી આપ્યા; તો તેને મૂળ કરજ કેટલું?

(૪૦) એક વેપારીને ૧૦૫૩૫ રૂ. ૮ આ. કરજ હતું; તે તેણે પોતાની માલમતા વેચીને દર રૂપીએ ૧૦ આ. ૮ પાઈ પ્રમાણે ચૂકવી આપ્યું, તો તેની માલમતા વેચતાં કેટલા રૂપીઆ ઉપજ્યા હોવા જોઈએ?

(૪૧) એક ગૃહસ્થની વર્ષની પેદાશ ૪૦૦૦ રૂ. છે; પરંતુ કર ભરતાં બાકી રૂ. ૩૮૦૦ રહે છે, તો તેને દર રૂપીએ કેટલો કર આપવો પડે છે?

(૪૨) એક ગૃહસ્થ પાસે પોતાની પેદાશપર દર રૂપીએ ૧।। પાઈ પ્રમાણે કર આપતાં બાકી ૩૮૧૦ રૂ. રહે છે, તો તેની પેદાશ કેટલી?

(૪૩) अ ને ૨ રૂપીઆ મળે તો ब ને ૩ મળે છે, અને ब ને ૪ મળે તો क ને ૧૨ મળે છે, તો अ અને क ને મળેલી રકમોનું ગુણોત્તર કેટલું?

(૪૪) ૨૦ ફૂટ ઊંચી લાકડીનો પડછાયો ૨૫ ફૂટ ૯ ઇંચ પડે છે, તો જે બુરજનો પડછાયો ૬૮ ફૂટ ૬ ઇંચ પડે છે તે બુરજની ઊંચાઈ કેટલી?

(૪૫) એક ઘડીઆળ દર કલાકે ૩ સેકંડ આગળ જાય છે; એક દિવસે બપોરે બાર વાગતે તેને બરોબર કરી મૂક્યું તો તેજ દિવસે રાતના ૧૧ વાગવાની વખતે તે ઘડીઆળમાં કેટલા વાગ્યા હશે?

(૪૬) એક દિવસે સવારના ૧૦ વાગતે એક ઘડીઆળ બરોબર મૂક્યું હતું. બીજે દિવસે તે ઘડીઆળમાં રાતના બરાબર ૮ વાગવાની વખતે ૮ માં ૧૦ મિનિટ કમી હતી, ત્યારે તે ઘડીઆળ દર કલાકે કેટલું ધીમું જવું જોઈએ?

(૪૭) એક દિવસે બપોરના બાર વાગતે એક ઘડીઆળ બરોબર મૂક્યું હતું. રાત્રે બરોબર ૧૧ વાગવાને વખતે તે ઘડીઆળમાં ૧૧ને ૨ મિનિટ થઈ હતી; તો તેને બીજે દિવસે રાત્રે બરોબર આઠ વાગવાને વખતે તેમાં કેટલા વાગ્યા હતા?

(૪૮) એક માણસ દર પખવાડીએ ૨ મોહોર ખરચ કરતાં છતાં દર સાલ ૨૪૦ રૂા. શિલ્લક રાખે છે, તો તેની દર મહિને પેદાશ કેટલી?

(૪૯) દર રૂપીએ ૨ પાઈ પ્રમાણે પેદાશ ઉપર કર આપતાં છતાં એક માણસ પાસે તેની પેદાશમાંથી દર સાલ ૯૮ રૂા. ૧૫આ. ૪ પા૦ શિલ્લક રહે છે તો તેની મૂળ પેદાશ કેટલી?

(૫૦) ૧૫ માણસ કોઈએક કામ ૨૫ દિવસમાં કરેછે, તો તેજ કામ ૬ માણસ કેટલા દિવસમાં કરશે?

(૫૧) કોઇએક કામ ૧૨૦ માણસ ૮૫ દિવસમાં કરેછે, તો તેજ કામ ૬૮ દિવસમાં કરાવવું હોય તો કેટલાં માણસ કામે લગાડવાં?

(૫૨) એક કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે તેમાંનાં માણસોને દર માણસ દીઠ ૧ા શેર પ્રમાણે ૧૫ દિવસ ચાલે એટલું તેમાં અનાજ

હતું. પરંતુ ઘેરો ૨૩ દિવસ સુધી રહ્યો હોત તો દરેક માણસને દરરોજ કેટલું અનાજ આપવામાં આવત કે જેથી ઘેરો ઊઠતાં સુધી અનાજ ખૂટત નહિ?

*(૫૩) ૨ વર્ષસુધી હળે જોડાયલો બળદ ૪ રૂપીએ મળે તો ૬ વર્ષ સુધી જોડાયલો બળદ કેટલા રૂપીઆમાં મળશે ?

*(૫૪) ૧ મોહોરનું ૧૦કશી ૧ ગદિઆણો સોનું મળે છે, તો તેટલીજ કિમ્મતમાં ૧૫કશી સોનું કેટલું મળશે?

*(૫૫) અનાજનો એક ઢગલો માપતાં ૭ શેરીઆના ૧૦૦ માપે તે ભરી કઢાય છે, તો તેજ ઢગલો ૫ શેરીઆને માપે ભરતાં કેટલાં માપ થશે?

(૫૬) ઘઉંનો ભાવ દર ક્વાર્ટરે ૪૮ શિ૦ પ્રમાણે હોય તો ૬ ઔંસ વજનનો રોટલો ૫ પેન્સે મળે છે, તો ઘંઉનો ભાવ ૭ શિલિંગે ૧ બુશલ થયો ત્યારે તેટલીજ કિમ્મતમાં કેટલા વજનનો રોટલો મળે?

(૫૭) ૧ રૂપીઆમાં ૨ વાર પનાનો માંજરપાટ ૧૦ વાર મળે છે, તો તેટલીજ કિમ્મતમાં ૨ા વાર પનાનો કેટલો માંજરપાટ મળશે ?

(૫૮) એક ગૃહસ્થે નાણાંની જરૂર પડવાથી પોતાના એક મિત્ર પાસેથી ૬ મહિના માટે ૫૦ રૂપીઆ ઉછીના લીધા. પછી તે મિત્રને જરૂર પડી ત્યારે તે ગૃહસ્થે તેને ૭૫ રૂપીઆ ઉછીના આપ્યા તો તે મિત્રે કેટલા દિવસમાં તે રૂપીઆ પાછા આપવા ?

(૫૯) એક ટાંકીમાં ૮ માણસને ૬ દિવસ ચાલે એટલું પાણી છે, તો તે ટાંકીમાંનું પાણી ૧૮ માણસને કેટલા દિવસ ચાલશે?

---

* આ ઉદાહરણો લીલાવતીમાંથી લીધાં છે.

(૬૦) એક કિલ્લામાં ૨૮ માણસને ૧૭$\frac{1}{2}$ દિવસ સુધી ચાલે એટલું અનાજ છે, તો તે ૪૯ દિવસ સુધી ચલાવવું હોય તો કિલ્લામાંથી કેટલાં માણસે નિકળી જવું?

(૬૧) એક બીડમાંનું ઘાસ ૯૦ દિવસમાં કાપવાને ૨૦ માણસ કામે લગાડવાં જોઇએ; પણ બીજાં ૧૬ વધારે માણસ કામે લગાડવામાં આવે તો કેટલા દિવસમાં કાપી રહેવાય?

(૬૨) એક દિવાલ બાંધતાં ૩ ફૂટ લંબાઇના ૫૪૯૯ પથરા જોઈએ છે, તો તેવડીજ બીજી દિવાલમાં ૩$\frac{1}{4}$ ફૂટ લંબાઈના કેટલા પથરા જોઇએ ?

(૬૩) સુરતથી એક કાસદ દર કલાકે ૨$\frac{1}{2}$ માઇલ પ્રમાણે ચાલતાં ભરૂચ ૨૪ કલાકમાં પહોંચે છે; બીજો એક કાસદ ભરૂચથી નિકળી સુરત ૩૦ કલાકમાં આવી પહોંચે છે, તો તે દર કલાકે કેટલા માઈલ પ્રમાણે ચાલ્યો?

(૬૪) એક કસ્બાની આસપાસ દુશ્મનોએ ઘેરો ઘાલ્યો ત્યારે તે કસ્બામાં ૨૨૪૦૦ માણસ હતાં, તેમને ૩ મહિના ચાલે એટલું અનાજ હતું; પણ ઘેરો ૭ મહિના સુધી ઊઠયો નહિં, તો તે કસ્બામાંનાં કેટલાં માણસને બહાર મોકલી દેવાં કે રહેલાં માણસને ઘેરો ઉઠતાં સુધી અનાજ ખૂટે નહિ ?

(૬૫) એક કિલ્લામાં ૧૫૦૦ સિપાઈ છે, તેમને ૫ દિવસ ચાલે એટલું અનાજ છે, ત્યાં બીજા ૫૦૦ સિપાઇ મદદમાં આવ્યા, તો તે અનાજ બધા સિપાઇઓને કેટલા દિવસ ચાલે?

(૬૬) રૂપીઆની ૪ શેર શાકર મળતી ત્યારે એક માણસના કુટુંબને દરસાલ ૧૦૦ રૂપીઆની શાકર જોઇતી હતી; પછી શાકરનો

ભાવ દર, રૂપીએ પાશેર કમી થયો, ત્યારે તેણે દરસાલ કેટલા શેર શાકર ઓછી લેવી કે જેથી તેને વધારે ખરચ થાય નહિ?

(૬૭) બે શહેર વચ્ચે ૧૨ માઈલ ૧ ફર્લાંગ ને ૨૪ પોલનું અંતર છે, અને એક ગાડીના પૈડાંનો ઘેરાવો ૧૨ ફૂટ છે તો એક શેહેરથી બીજે શેહેર જતાં સુધીમાં પૈડાંના કેટલા ફેરા થશે?

(૬૮) એક કિલ્લામાં ૨૫૦૦ સિધી હતા, તેમને દરરોજ માણસ દીઠ ૧૨ ઔંસ પ્રમાણે આપતાં ૪ મહિના સુધી ચાલે એટલું અનાજ હતું, પણ તે કિલ્લામાંથી ૫૦૦ સિધી બીજી જગ્યાએ મોકલી દીધા, તો તે અનાજ ત્યાં રહેલાં માણસને ૬ મહિના સુધી ચલાવવું હોય તો માણસ દીઠ દરરોજ કેટલું અનાજ આપવું?

(૬૯) એક માણસની વાર્ષિક પેદાશ ૧૫૦ રૂપીઆ છે, અને તે ૩ મહિનાની પેદાશ ૪ મહિનામાં ખરચ કરે છે. તો વર્ષની આખરે તેની પાસે કેટલા રૂપીઆ શિલ્લક રહે?

(૭૦) એક ઘડીઆળ દર કલાકે જેટલું આગળ જાય છે તેટલુંજ બીજું ઘડીઆળ દર કલાકે પાછળ રહે છે. એક દિવસે બપોરે બાર વાગ્યે તે બંને ઘડીઆળો બરોબર કરી મૂકયાં; તેજ દિવસે રાત્રે ૮ વાગ્યે તે બે ઘડીઆળ વચ્ચે ૨૪ સેકંડનો તફાવત પડયો, તો પેહેલું ઘડીઆળ દર કલાકે કેટલું આગળ જાય છે, અને બીજું કેટલું પાછળ રહે છે?

(૭૧) કોઇ એક કામ ૧ પુરૂષ ૧૨ દિવસમાં કરે છે, ૧ છોકરો તેજ કામ ૧૮ દિવસમાં કરે છે, તો તે બંને મળીને તે કામ કેટલા દિવસમાં કરશે?

(૭૨) કોઇએક કામ અ અને બ મળીને $3\frac{3}{4}$ દિવસમાં કરે છે. એકલો અ તે કામ $8\frac{1}{3}$ દિવસમાં કરે છે, તો એકલો બ તે કામ કેટલા દિવસમાં કરશે?

(૭૩) અ જેટલાં વખતમાં ૩ કાગળ લખે છે, તેટલાજ વખતમાં બ ૫ કાગળ લખે છે, તે બન્નેએ મળીને ૧૩૬ કાગળ લખ્યા તો તેમાં અના કેટલા?

(૭૪) વર્તુળના વ્યાસ અને પરિધનું ગુણોત્તર ૭ : ૨૨ છે, એક ગાડીના આગલા પૈડાંનો વ્યાસ ૨ ફૂટ ૬ ઇંચ છે અને પાછલા પૈડાંનો

૩ ફૂટ ૬ ઇંચ છે, તો ૧ માઈલમાં પાછલા પૈડાંના ફેરા કરતાં આગલા પૈડાંના કેટલા ફેરા વધારે થશે ?

(૭૫) અ અને બ બન્નેોને ૫૭૬ રૂ. વેહેંચી આપ્યા; તેમના હિસ્સાનું ગુણોત્તર ૫ : ૭ છે, તો દરેકને કેટલા મળ્યા ?

(૭૬) દર રૂપીઆનું ૪ મણ પ્રમાણે ૬૦ રૂપીઆનું અનાજ વેચાતું લઈને તે સઘળું દર રૂપીઆનું ૩ મણ પ્રમાણે વેચી નાંખ્યું તો કેટલા રૂપીઆ નફો થયો ?

(૭૭) એક વેપારીએ ૧ રૂપીઆનું ૬ મણ પ્રમાણે ૩૦ ગાડી અનાજ વેચાતું લીધું અને તે સઘળું ૫૦ રૂપીઆ નફો લઇને વેચી નાંખ્યું, તો તેણે ૧ રૂપીઆનું કેટલા મણ પ્રમાણે વેચ્યું ?

(૭૮) એક ગૃહસ્થે એક માણસને નોકર રાખ્યો, તેનો કરાર એવો હતો કે ૭ મહિના નોકરી કરે એટલે તેને એક પાઘડી અને ૬૦ રૂપીઆ રોકડા આપવા; પણ તે નોકરે ૪ મહિને નોકરી છોડી દીધી ત્યારે તેને એક પાઘડી અને ૩૦ રૂપીઆ મળ્યા; તો પાઘડીની કિમ્મત કેટલી હતી?

(૭૯) એક ગૃહસ્થ એક શાહુકારને ઘેર એક વર્ષની બોલીએ નોકર રહયો, ત્યારે તે શાહુકારે તેને વર્ષની આખરે એક વિંટી અને ૧૦૦ રૂ. રોકડા આપવાનો ઠરાવ કર્યો હતો. તે ગૃહસ્થ ૮ મહિને નોકરી છોડી જવા નિકળ્યો ત્યારે તેને એક પાઘડી અને ૮૦ રૂપીઆ રોકડા આપ્યા. જો તે બીજો એક મહિનો વધારે નોકરી કરીને ગયો હોત તો તેને વિંટી અને ૬૦ રૂ. રોકડા મળત તો વિંટી અને પાઘડીની કિમ્મત કેટલી હતી ?

(૮૦) દર મહિને ૬૦ રૂ. પ્રમાણે $૨\frac{૧}{૨}$ વર્ષસુધી ખરચ કરતાં એક ગૃહસ્થને કરજ થયું, ત્યારે તેણે પોતાનો ખરચ દરમહિને $૨૭\frac{૧}{૨}$ રૂ. પ્રમાણે ઓછો કર્યો; પછી ૩ વર્ષે તે દેવામાંથી મુકત થયો ત્યારે તેની દર મહિનાની પેદાશ કેટલી ?

(૮૧) એક નિશાળના ૮૨૦ છોકરામાંથી ૧૨૩ માફીમાં ભણે છે, તો તે નિશાળમાં શેંકડે કેટલા માફીમાં દાખલ કરે છે ?

(૮૨) બળદગાડી દરરોજ ૨૮ માઈલ જાય છે અને ઘોડાગાડી ૪૦ માઈલ જાય છે. એક માણસને ૧૯૨ માઈલ જવાનું છે, તો તે માણસ ઘોડાગાડીમાં જાય તો કેટલા દિવસ વેહેલો પહોંચશે ?

(૮૩) એક માણસની દર સાલ ૪૦૦૦ રૂ. પેદાશ છે. તેને પોતાની પેદાશપર દર રૂપીએ $\frac{૧}{૨}$ આના પ્રમાણે કર આપવો પડે છે, તેની પાસે દર વર્ષે ૫૯૦ રૂ. શિલ્લક રહે છે, ત્યારે તેને દર અઠવાડીએ કેટલો ખરચ થાય છે?

(૮૪) એક વેપારીને ૫૦૦ પૈંડ વિલાયત ગોકલવાના છે. એક રૂપીઆની કિમ્મત ૧ શિ. ૪ પેન્સ હોય તો તેણે કેટલા રૂપીઆ મોકલવા જોઈએ ?

(૮૫) એક દિવસે બપોરે બાર વાગતે સમુદ્રમાં ભરતી આવી, તે પછી દર દિવસે ૦।।। કલાક મોડી આવતી ગઈ, તો પાછી કેટલા દિવસે બપોરે ૧૨ વાગતે ભરતી આવશે ?

(૮૬) એક ભાટીઆએ દર રૂપીએ ૧૦ શેર પ્રમાણે ૪ રૂપીઆનું દૂધ વેચાતું લીધું; હવે તે દુધ તેણે એક રૂપીઆનું ૧૨ શેર પ્રમાણે વેચવું હોય તો તેમાં કેટલું પાણી ઉમેરવું પડે?

(૮૭) એક વાણીઆએ દર રૂપીઆનું ૧। શેર પ્રમાણે ૪ રૂપીઆનું ઘી લઇ તેમાં દર રૂપીઆનું ૧।। શેર પ્રમાણેનું ૬ રૂપીઆનું ભેગું કર્યું, ત્યારે તેણે તે ભેગું કરેલું ઘી એક રૂપીઆનું કેટલા શેર પ્રમાણે વેચવું કે નુકસાન જાય નહિ?

(૮૮) ૧૫ રૂપીએ ૫૯લો ઘઉં મળે ત્યારે ૧ શેર લોટના ૨ આના બેસે છે, તો ૬ રૂ. નો ૧ મણ લોટ વેચાતો મળે ત્યારે ઘઉંનો ભાવ કેટલો ?

(૮૯) એક આગગાડીના એન્જિનના પૈડાંનો ઘેરાવો ૨૨૬ ઇંચ છે અને ૧ મિનિટમાં તે પૈડાંના ૯૧ ફેરા થાય છે, તો તે એન્જિન દર કલાકે કેટલા માઇલ જાય?

(૯૦) અ ને ૩$\frac{૩}{૪}$ માઇલ ચાલતાં જેટલો વખત લાગે તેટલાજ વખતમાં બ ૪ માઇલ ચાલે છે. અ ૬ દિવસમાં ૧૬૫ માઇલ ગયો, તો બ ૧૫ દિવસમાં કેટલા માઇલ જાય?

(૯૧) અચ્છેર રેશમનો દોરો ૨૦૦ દંડ લાંબો નિકળે છે. પૃથ્વી અને ચંદ્ર વચ્ચે ૨૪૦૦૦ માઇલનું અંતર છે એમ ધારીએ, તો પૃથ્વીથી ચંદ્ર સુધી પહોંચે એવડો રેશમનો દોરો કાઢવાને કેટલું રેશમ જોઇએ?

(૯૨) એક બીડનું ઘાસ ૨૪ ભેંસને ૧ અઠવાડીઉં ચાલે, તો ૧૦ ગાયને કેટલા દિવસ ચાલશે?

૧ ભેંસ ૩ ગાયના જેટલું ખાય છે.

(૯૩) એક કામ ૪ પુરૂષ અથવા ૧૪ છોકરા ૧૮ દિવસમાં કરે છે; તો તેજ કામ ૭ પુરૂષ અને ૭ છોકરા મળીને કેટલા દિવસમાં કરશે?

(૯૪) ચોખાનો ભાવ એક રૂપીઆના ૭ શેર પ્રમાણે હોય તો એક ગૃહસ્થના કુટુંબને દર મહિને ૩૧‌।। રૂ. ખરચ લાગેછે, અને ભાવ ૧ રૂપીઆના ૧૦ શેરનો થયો ત્યારે ૩૦ રૂ. ખરચ થવા લાગ્યો; તો દર મહિને ચોખા કેટલા ખપતા હતા?

(૯૫) ઘઉંનો ભાવ દર રૂપીએ ૧૨ શેર પ્રમાણે હોય ત્યારે એક કુટુંબને દર મહિને ૫૦ રૂ. ખરચ લાગે છે, અને તે ભાવ દર રૂપીએ ૧૪ શેર પ્રમાણે થાય ત્યારે દર મહિને ૪૮ રૂ. ખરચ લાગે છે; તો તે ભાવ દર રૂપીએ ૧૬ શેર પ્રમાણે થયો ત્યારે તેને દર મહિને કેટલો ખરચ લાગ્યો?

(૯૬) એક વેપારીએ ૧૮૦ રૂપીઆની જુવાર વેચાતી લઇને એક રૂપીઆની ૩૨ શેર પ્રમાણે વેચી દીધી તો તેને ૪૫ રૂ. નફો થયો, ત્યારે તેણે ૧ રૂપીઆની કેટલી ખરીદ કરેલી?

(૯૭) ઘઉંની રોટલી કરવા બદલ દર પલ્લે ૨ રૂ૦ પ્રમાણે ખરચ થાય છે. એક પલ્લો ઘઉંનો ભાવ ૧૨ રૂ. હોય ત્યારે એક આનામાં જેટલા વજનની રોટલી આવે તેથી બમણા વજનની તેટલીજ કિમ્મતમાં મળવા લાગી ત્યારે એક પલ્લો ઘઉંનો ભાવ કેટલા રૂપીઆ હોય?

૧ પલ્લાના મણ $૨\frac{૧}{૨}$.

(૯૮) એક મરદ દરરોજ ૧ ઓરતથી દોઢું કામ કરે છે, અને એક ઓરત એક છોકરાથી દોઢું કામ કરે છે; તો ૮ મરદ, ૫ ઓરત અને ૫ છોકરા ૩૬ દિવસમાં જેટલું કામ કરે તેટલું કામ ૬ મરદ, ૩ ઓરત અને ૩ છોકરા કેટલા દિવસમાં કરે?

(૯૯) ૮ રૂપીએ પલ્લો ચણા હોય ત્યારે એક ઘોડાનો દરસાલ સરાસરી ખરચ ૮૪ રૂ. આવે, અને ચણાનો ભાવ દર પલ્લે ૧૦ રૂપીઆ હોય ત્યારે દર સાલ સરાસરી ખરચ ૯૦ રૂ. આવે; તો તે ઘોડાની રોજની ચંદી કેટલી? વર્ષના દિવસ ૩૬૦ અને પલ્લાના મણ ૩ લેવા.

(૧૦૦) એક ખેતરના ગણોત બદૂલ અડધા ઘઉં અને અડધી બાજરી લેવાનું ઠરેલું છે. ૨૪ રૂ. ના ખાંડી ઘઉં અને ૧૫ રૂ. ની ખાંડી બાજરી હોય તો ગણોતના રૂ. ૭૮૦ થાય; પણ ઘઉંનો ભાવ દર ખાંડીએ ૨૮ રૂ. અને બાજરીનો ભાવ દર ખાંડીએ ૧૬ રૂપીઆ હોય ત્યારે ગણોતના કેટલા રૂપીઆ થાય ?

## બહુરાશી.

**૭૩.** આપેલાં બે અથવા વધારે સાદાં ગુણોત્તરોના અગ્રસરોનો ગુણાકાર કરીને નવો **અગ્રસર** કર્યો, અને તેજ સાદાં ગુણોત્તરોના ઉપાગ્રસરોનો ગુણાકાર કરી નવો **ઉપાગ્રસર** કર્યો, તો આ નવા ગુણોત્તરને તે સઘળાં સાદા ગુણોત્તરોનું **સંયુકત** ગુણોત્તર કહે છે.

**૭૪.** જ્યારે એક સંયુકત ગુણોત્તર બીજા કોઈ સાદા ગુણોત્તર બરોબર હોય ત્યારે તે ગુણોત્તરોની બરોબરીને **સંયુકત પ્રમાણ** કહે છે.

**૭૫.** સંયુકત પ્રમાણમાંનાં ચાર પદમાંનાં બે પદ અને સાદા ગુણોત્તરમાંનું એક પદ આપ્યાં હોય તે ઉપરથી સાદા ગુણોત્તરમાંનું બીજું પદ કાઢવું હોય તો તેની રીતને **પંચરાશી** અથવા **બહુરાશી** કહે છે.

**૭૬.** જ્યારે આપેલી ત્રણ સંખ્યામાંની ત્રીજી સંખ્યા કાયમ રહે અને પેહેલી સંખ્યા બીજીના પ્રમાણમાં વધે અથવા ઘટે અને બીજી કાયમ રહીને પેહેલી ત્રીજીના પ્રમાણમાં વધે અથવા ઘટે, ત્યારે બીજી અને ત્રીજી બંને સંખ્યા વધે અથવા ઘટે તો એ બંનેના ગુણાકારના પ્રમાણમાં પેહેલી સંખ્યા વધે છે અથવા ઘટે છે.

ધારો કે ૧૦ માણસ કામે લગાડયાં તેઓ ૨૦ દિવસમાં જેટલું કામ કરે તેથી અર્દ્ધું કામ ૧૦ દિવસમાં કરશે; એટલે ૧૦ માણસ ૧૦ દિવસમાં જેટલું કામ કરે તેનાથી બમણું કામ તેજ માણસો ૨૦ દિવસમાં કરશે, માટે માણસની સંખ્યા કાયમ રાખી હોય તો કામ દિવસના પ્રમાણમાં વધે ઘટે છે. એજ પ્રમાણે ૧૦ માણસનું ૧૦ દિ-

વસનું કામ ૩૦ માણસના ૧૦ દિવસના કામનો $\frac{1}{3}$ છે, માટે ૩૦ માણસનું ૧૦ દિવસનું કામ ૧૦ માણસના તેટલાજ દિવસના કામથી ત્રણ ગણું છે, માટે દિવસની સંખ્યા કાયમ રાખી હોય તો કામ માણસની સંખ્યાના પ્રમાણમાં વધે ઘટે છે. સારાંશ માણસની સંખ્યા કાયમ રાખીએ તો કામ દિવસની સંખ્યાના પ્રમાણમાં અને દિવસની સંખ્યા કાયમ રાખીએ તો માણસની સંખ્યાના પ્રમાણમાં વધે ઘટે છે. હવે ૧૦ માણસને ઠેકાણે ૩૦ માણસ કામે લગાડીએ અને ૧૦ દિવસને ઠેકાણે ૨૦ દિવસ કામ ચાલુ રાખીએ તો પ્રથમના કામ કરતાં હવે ૭ ગણું કામ થશે, કારણ ૧૦ માણસના ૧૦ દિવસના કામનું ત્રણગણું કામ ૩૦ માણસ ૧૦ દિવસમાં કરે, તો તેથીજ ૨૦ દિવસમાં ૭ ગણું કામ થાય એ દેખીતું છે; તેથી માણસ અને દિવસની સંખ્યા બદલાય તો કામની સંખ્યા તે બંને સંખ્યાના ગુણાકારના પ્રમાણમાં બદલાય છે.

**ઉદાહરણ**. ૧૨ ગાય ૧૫ દિવસમાં ૧ એકર બીડનું ઘાસ ચરે છે, તો ૩૬ ગાયને ૩૦ દિવસ ચરવાને કેટલા એકરનું બીડ જોઇએ ?

જેમ જેમ ગાય વધારે તેમ તેમ ઘાસ વધારે અને જેમ જેમ દિવસ વધારે તેમ તેમ વધારે ઘાસ ચરાતું જાય; અહીં ગાય અને દિવસની સંખ્યા વધી છે, માટે ચરવાનું પ્રમાણ તે બે સંખ્યાના ગુણાકાર પ્રમાણે એટલે ૧૮૦ ( =૧૨×૧૫ ) અને ૧૦૮૦ ( = ૩૬×૩૦) એ સંખ્યાના પ્રમાણમાં વધશે. ૧૦૮૦ સંખ્યા ૧૮૦ ની ૭ ગણી છે તેથી ચરવાનું પ્રમાણ ૭ ગણું થશે; અને એ સાબીત કરવું ઘણું સહેલું છે; કારણ ૩૬ ગાય ૧૨ ગાયની ત્રણગણી છે માટે ૧૫ દિવસ કાયમ રાખીએ તો ૩૬ ગાય ૧૨ ગાયનું ત્રણગણું ઘાસ ચરે અને જો દિવસની સંખ્યા ૧૫ની વધી ૩૦ એટલે બમણી થઇ તો તે ૩૬ ગાય ત્રણ ગણાનું બમણું એટલે છગણું ઘાસ ચરે એ ઉઘાડું છે. આ ઉદાહરણમાંનું સંયુકત પ્રમાણ નીચે માંડી બતાવ્યું છે.

૧૨×૧૫ : ૩૬×૩૦ : : ૧ એકર : ઇષ્ટ એકર.

$$\therefore \text{ઇષ્ટ એકર} = \frac{\overset{3}{\cancel{36}} \times \overset{2}{\cancel{30}}}{\underset{1}{\cancel{12}} \times \underset{1}{\cancel{15}}} = ૬.$$

ઉપલું ઉદાહરણ ૨ ત્રિરાશીનું છે.

(૧) ૧૨ ગાય કેટલાક ( = ૧૫ ) દિવસમાં ૧ એકર બીડનું ઘાસ ચરે છે, તો ૩૬ ગાય (તેટલાજ દિવસમાં કેટલા) એકર બીડનું ઘાસ ચરે ?

૧૨ ગાય : ૩૬ ગાય : : ૧ એકર : ઇષ્ટ એકર.

$$\therefore \text{ઇષ્ટ એકર} = \frac{\overset{3}{\cancel{36}} \times 1}{\underset{1}{\cancel{12}}} = ૩.$$

(૨) ૧૫ દિવસમાં કેટલીએક ( = ૩૬ ) ગાય ૩ એકર બીડનું ઘાસ ચરે છે, તો ૩૦ દિવસમાં તેટલીજ ગાય કેટલા એકર બીડનું ઘાસ ચરે ?

૧૫ દિવસ : ૩૦ દિવસ : : ૩ એકર : ઇષ્ટ એકર.

$$\therefore \text{ઇષ્ટ એકર} = \frac{\overset{2}{\cancel{30}} \times 3}{\underset{1}{\cancel{15}}} = ૬.$$

આ પરથી એમ જણાઇ આવશે કે સંયુકત પ્રમાણમાં બે અથવા વધારે સાદાં પ્રમાણોનો સમાવેશ થાય છે; માટે સંયુકત પ્રમાણ વિષે જવાબ કાઢવાને સારૂ બે અથવા વધારે સાદાં પ્રમાણો માંડવાં પડે છે. તો પણ નીચે આપેલી રીત પરથી ઉદાહરણ ટૂંકામાં કેવી રીતે કરવામાં આવે છે તે સમજાશે.

**૭૭ રીતઃ**–જવાબની જાતનું પદ ત્રીજે સ્થાને માંડવું. બાકીનાં પદો માંથી એક જાતનાં બે પદ લઇ સમ કે વ્યસ્ત છે તે જોઇ ત્રિરાશીમાં કહ્યા પ્રમાણે બીજે અથવા પેહેલેસ્થાને માંડવું; અને તેની નીચે એજ પ્રમાણે બાકીનાં દરેક સજાતિ બે પદો માંડવાં. પછી સઘળા ઉપાંત્યસરોનો ગુણાકાર કરી તે ગુણાકારને ત્રીજા પદે ગુણવો અને એ ગુણાકારને સઘળા અગ્રસરોના ગુણકારે ભાગવો; જે ભાગાકાર આવે તે જવાબ આવશે જેમ,

| | | |
|---|---|---|
| ૧૨ ગાય : ૩૬ ગાય | } | : : ૧ એકર : ઈષ્ટ એકર. |
| ૧૫ દિવસ : ૩૦ દિવસ | | |

$$\therefore \text{ઇષ્ટ એકર} = \frac{\cancel{36}^{3} \times \cancel{30}^{2} \times 1}{\cancel{12}_{1} \times \cancel{15}_{1}} = ૬.$$

**ઉદા૦ ૧લું.** ૧૦ માણસ રોજ ૬ કલાક પ્રમાણે કામ કરતાં ૧૮ દિવસમાં ૧૮૦ રૂ. મેળવે છે; તો ૧૫ માણસ રોજ ૮ કલાક પ્રમાણે કામ કરતાં ૨૪ દિવસમાં કેટલા રૂપીઆ મેળવે ?

અહીં જવાબ રૂપીઆની જાતનો માગ્યો છે; તેથી તે જાતનું પદ ૧૮૦ રૂપીઆ છે, તે ત્રીજે સ્થાને માંડયું. બાકીનાં પદોમાંથી દરેક સજાતિ બે પદો ઉપરના નિયમોમાં કહયા પ્રમાણે માંડયાં; જેમકે,

| | | |
|---|---|---|
| ૧૦ માણસ : ૧૫ માણસ | } | : : ૧૮૦ રૂ. : ઇષ્ટ રૂ. |
| ૧૮ દિવસ : ૨૪ દિવસ | | |
| ૬ કલાક : ૮ કલાક | | |

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{15 \times \cancel{24}^{4} \times 8 \times \cancel{180}^{1}}{\cancel{10}_{1} \times \cancel{18}_{1} \times \cancel{6}_{1}} = \frac{15 \times 4 \times 8}{1 \times 1 \times 1} = ૪૮૦.$$

∴ ૪૮૦ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦ ૨જું.** ૧૫ માણસ કોઇએક કામ ૨૦ દિવસમાં કરે છે, તો ૧૦ માણસ તેનું ત્રણગણું કામ કેટલા દિવસમાં કરશે ?

| | | |
|---|---|---|
| ૧૦ માણસ : ૧૫ માણસ | } | : : ૨૦ દિવસ : ઈષ્ટ દિવસ. |
| ૧ : ૩ | | |

$$\therefore \text{ઇષ્ટ દિવસ} = \frac{15 \times 3 \times 2\cancel{0}}{1\cancel{0} \times 1} = ૯૦.$$

∴ ૯૦ દિવસ, એ જવાબ.

૧લા ઉદાહરણમાં સંયુક્ત પ્રમાણ ત્રણ સાદાં પ્રમાણોનું બનેલું છે, અને તે ત્રણ સાદાં પ્રમાણો સમ છે. બીજામાં બીજું સમ છે અને પેહેલું વ્યસ્ત છે; કારણ માણસની સંખ્યા કમી છે. તેથી દિવસની સંખ્યા વધારે હોવી જોઇએ.

**એકમ ગણિતે સંયુકત પ્રમાણમાંનાં કેટલાંક ઉદાહરણો નીચે કરી બતાવ્યાં છે.**

**ઉદા૦ ૩જું.** ૧૫ માણસ ૨૦ દિવસમાં ૬૦ ગાગર પાણી પીએ છે. તો ૨૫ માણસ ૫ દિવસમાં કેટલી ગાગર પાણી પીશે ?

૧૫ માણસ ૬૦ ગાગર ૨૦ દિવસમાં પીએ છે.

∴ ૧ માણસ ૪ ગા૦ ૨૦ દિવસમાં પીએ છે.

∴ ૧ માણસ $\frac{૪}{૨૦} = \frac{૧}{૫}$ ગા૦ ૧ દિવસમાં પીએ છે.

∴ ૨૫ માણસો $\frac{૧}{૫} \times \frac{૨૫}{૧} =$ ૫ ગા૦ ૧ દિવસમાં પીએ છે.

∴ ૨૫ માણસો ૫ × ૫ = ૨૫ ગા૦ ૫ દિવસમાં પીએ છે.

∴ ૨૫ ગાગર, એ જવાબ.

**ઉદા૦ ૪થું.** ૩૦ માણસને ૫૦ દિવસમાં ૪૦ શેર ખાંડ જોઇએ છે, તો ૮૦ માણસને ૨૪૦ શેર ખાંડ કેટલા દિવસ ચાલશે ?

૩૦ માણસો ૪૦ શેર ખાંડ ૫૦ દિવસમાં ખાય છે.

∴ ૧ માણસ ૪૦ શેર ખાંડ ૫૦×૩૦=૧૫૦૦ દિવસમાં ખાય.

∴ ૧ માણસ ૧ શેર ખાંડ $\frac{૫૦\times૩૦}{૪૦}$ દિવસમાં ખાય.

∴ ૮૦ માણસ ૧ શેર ખાંડ $\frac{૫૦\times૩૦}{૪૦\times૮૦}$ દિવસમાં ખાય.

∴ ૮૦ માણસ ૨૪૦ શેર ખાંડ $\frac{૫૦\times૩૦\times૨૪૦}{૪૦\times૮૦}$ દિવસમાં ખાય

પરંતુ $\frac{\overset{૨૫}{\cancel{૫૦}}\times\cancel{૩૦}\times\overset{૩}{\cancel{૨૪૦}}}{\underset{૨}{\cancel{૪૦}}\times\underset{૧}{\cancel{૮૦}}} = \frac{૨૨૫}{૨} = ૧૧૨\frac{૧}{૨}$.

∴ ૧૧૨½ દિવસ, એ જવાબ.

**ઉદા૦ ૫મું.** ૨૦ માણસ ૪૦ ફૂટ લાંબી ૨૦ ફૂટ પોહોળી અને ૧૦ફૂટ ઉંડી એવી એક ખાણ ૨૫ દિવસમાં ખોદે છે, તો ૬૦ માણસ ૯૦ ફૂટ લાંબી ૬૦ ફૂટ પોહોળી અને ૨૦ ફૂટ ઉંડી એવી ખાણ કેટલા દિવસમાં ખોદે ?

૨૦ માણસ ૪૦ ફૂટ લાંબી અને ૨૦ ફૂટ પોહોળી અને ૧૦ ફૂટ ઊંડી ખાણ ૨૫ દિવસમાં ખોદે છે.

∴ ૧ માણસ ૪૦ ફૂટ લાંબી અને ૨૦ ફૂટ પોહોળી અને ૧૦ફૂટ ઊંડી ખાણ ૨૫ × ૨૦ દિવસમાં ખોદે છે.

∴ ૧ માણસ ૪૦ ફૂટ લાંબી ૨૦ ફૂટ પોહોળી અને ૧ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦}{૧૦}$ દિવસમાં ખોદે.

∴ ૧ માણસ ૪૦ ફૂટ લાંબી, ૧ ફૂટ પોહોળી અને ૧ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦}{૧૦\times૨૦}$ દિવસમાં ખોદે.

∴ ૧ માણસ ૧ ફૂટ લાંબી, ૧ ફૂટ પોહોળી અને ૧ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦}{૧૦\times૨૦\times૪૦}$ દિવસમાં ખોદે.

∴ ૧ માણસ ૯૦ ફૂટ લાંબી, ૧ ફૂટ પોહોળી અને ૧ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦\times૯૦}{૧૦\times૨૦\times૪૦}$ દિવસમાં ખોદે.

∴ ૧ માણસ ૯૦ ફૂટ લાંબી, ૬૦ ફૂટ પોહોળી અને ૧ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦\times૯૦\times૬૦}{૧૦\times૨૦\times૪૦}$ દિવસમાં ખોદે.

∴ ૧ માણસ ૯૦ ફૂટ લાંબી, ૬૦ ફૂટ પોહોળી અને ૨૦ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦\times૯૦\times૬૦\times૨૦}{૧૦\times૨૦\times૪૦}$ દિવસમાં ખોદે.

∴ ૬૦ માણસ ૯૦ ફૂટ લાંબી, ૬૦ ફૂટ પોહોળી અને ૨૦ ફૂટ ઊંડી ખાણ $\frac{૨૫\times૨૦\times૯૦\times૬૦\times૨૦}{૧૦\times૨૦\times૪૦\times૬૦}$ દિવસમાં ખોદે.

પરંતુ $\frac{૨૫\times૨૦\times૯૦\times૬૦\times૨૦}{૧૦\times૨૦\times૪૦\times૬૦} = \frac{૨૨૫}{૨} = ૧૧૨\frac{૧}{૨}$.

∴ $૧૧૨\frac{૧}{૨}$ દિવસ, એ જવાબ.

## ઉદાહરણસંગ્રહ ૨૯.

(૧) ૧૨ માણસ ૧૦ દિવસમાં ૩૦ રૂપીઆ મેળવે છે, તો ૮ માણસ ૧૫ દિવસમાં કેટલા રૂપીઆ મેળવશે ?

(૨) ૫ માણસ ૨૦ એકર બીડ ૭ દિવસમાં કાપે છે, તો ૧૩ માણસ ૨૧ દિવસમાં કેટલા એકર કાપશે ?

(૩) ૧૪ ઘોડાને ૨૦ દિવસમાં ૭ રૂપીઆની ચંદી જોઇએ, તો ૧૪ રૂપીઆની ચંદી ૮ દિવસ સુધી કેટલા ઘોડાને ચાલે ?

(૪) ૪૦ માણસ ૨૦ દિવસમાં ૧૫૦ રૂપીઆ મેળવે છે, તો ૭ દિવસમાં ૧૦૫ રૂપીઆ કેટલા માણસ મેળવે ?

(૫) ૧૨ બળદ ૮૦૦ એકર જમીન ૯ દિવસમાં ખેડે છે, તો ૧૫ બળદ ૧૨ દિવસમાં કેટલા એકર ખેડશે ?

(૬) ૩૬ ઘોડાને ૨૦ દિવસમાં ૨૦૦ મણ ચણા જોઈએ છે, તો ૪૫ ઘોડાને ૪૫ દિવસમાં કેટલા ચણા જોઇશે ?

(૭) ૫ માણસ દરરોજ ૬ કલાક કામ કરે ત્યારે ૧૨૫ એકર જમીનનું ઘાસ ૪૦ દિવસમાં કાપે છે, તો ૧૮ માણસ દરરોજ ૫ કલાક કામ કરે ત્યારે ૯૬ દિવસમાં કેટલા એકર જમીનનું ઘાસ કાપશે ?

(૮) એક માણસ દરરોજ ૧૦ કલાક પ્રમાણે ચાલતાં ૫ દિવસમાં ૧૬૦ માઈલ જાય છે, તો તે માણસ દરરોજ ૮ કલાક પ્રમાણે ચાલે તો ૧૧ દિવસમાં કેટલા માઈલ જશે ?

(૯) ૫૦ માણસ દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરે ત્યારે ૪૦ દિવસમાં કોઈ એક કામ પૂરૂં કરે છે, તો ૭૫ માણસ દરરોજ ૬ કલાક પ્રમાણે કામ કરે તો તે કામ કેટલા દિવસમાં પૂરૂં કરશે ?

(૧૦) ૧૪ માણસ દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરે ત્યારે એક કામ ૮ દિવસમાં પૂરૂં કરે છે, તો ૩૫ માણસ દરરોજ કેટલા કલાક કામ કરે ત્યારે તે કામ ૩ દિવસમાં પૂરૂં થાય ?

(૧૧) બાજરીનો ભાવ દર હારે રૂા. ૮–૫–૪ હોય ત્યારે ૨૭૦ માણસને ૪૮ રૂા. ની બાજરી જોઈએ છે, તો બાજરીનો ભાવ દર

હારે ૧૦ રૂ. થયો ત્યારે ૧૧૨ રૂ.ની બાજરી કેટલાં માણસને ચાલે?

(૧૨) એક ગૃહસ્થને ૨૫ મજૂરોને ૧૨ દિવસની મજૂરીના ૬૦ રૂ. આપવા પડેછે, તો તેણે ૨૦૦ રૂ. મજૂરી આપી ૧૬૦ માણસને કેટલા દિવસ કામપર મોકલવાં ?

(૧૩) ૧૫૦૦ મજૂરોને ૧૧ માઈલ રસ્તો કરવાને ૧૩ અડવાડીઆં લાગે છે, તો ૨૪૦૦ મજૂરોને ૨૭½ માઇલ રસ્તો કરવાને કેટલા દિવસ લાગશે ?

(૧૪) એક કિલ્લાના બચાવ માટે ૬૦૦ માણસ હતાં, તેમને દરરોજ અચ્છેર પ્રમાણે ૨૫ દિવસ ચાલે એટલું અનાજ હતું; પણ ૯ દિવસ પછી તેમની મદદમાં ૧૨૦ માણસ આવ્યાં. પછી તેમને તે અનાજ બીજા ૨૦ દિવસ સુધી વધારે ચલાવવું હોય તો દરરોજ દરેકને કેટલું અનાજ આપવું ?

(૧૫) ઘઉંનો ભાવ એક કવાર્ટરના ૫૦ શિલિંગ હોય તો ૩½ પાંડ વજનનો પાંઉ ૬ પેન્સમાં મળે, તો ઘઉંનો ભાવ એક કવાર્ટરના ૬૦ શિલિંગ થાય તો ૫ પેન્સમાં કેટલાં વજનનો પાંઉ મળશે ?

(૧૬) ૧૨૦ શેરનો બોજો ૨૦ માઇલ લઈ જવાને ૫ શિલિંગ પડે છે તો ૩૦ માઈલ સુધી ૩ શિલિંગ ભાડામાં કેટલો બોજો લઈ જવાય ?

(૧૭) ઘઉંનો ભાવ દર કળશીએ ૨૦ રૂપીઆ હોય તો ૮ આનામાં ૧૦ શેર લોટ વેચાતો મળે છે, તો ઘઉંનો ભાવ દર કળશીએ ૧૪ રૂપીઆ થાય, તો ૮ શેર લોટની કેટલી કિમ્મત પડશે ?

(૧૮) એક શેહેરના રક્ષણ માટે ૧૦૦૦ માણસનું લશ્કર રાખ્યું હતું. તેમને માટે માણસ દીઠ દરરોજ ૧¾ શેર પ્રમાણે ૬ મહિના

સુધી ચાલે એટલું અનાજ એકઠું કરી રાખ્યું હતું; પણ તે અનાજ ૮ મહિના સુધી ચલાવવાની જરૂર પડવાને લીધે દરેક માણસને દરરોજ પાશેર અનાજ કમી કરી તે લશ્કરમાંથી થોડાં માણસ બીજી જગ્યાએ મોકલી દીધાં; તો તે મોકલી દીધેલાં માણસ કેટલાં હતાં?

(૧૯) ૨૫ કડીઆ ૧૦ ફૂટ લાંબી ૮ ફૂટ પોહોળી અને ૪ ફૂટ જાડી ભિંત ૨૦ દિવસમાં બાંધે, તો ૪૦ કડીઆ ૮૦ ફૂટ લાંબી ૫૦ ફૂટ પોહોળી અને ૧૦ ફૂટ જાડી ભિંત કેટલા દિવસમાં બાંધશે?

(૨૦) એક ભારોટીઓ ૨૦ ફૂટ લાંબો ૪ ફૂટ પોહોળો અને ૩ ફૂટ જાડો છે, તેનું વજન ૩૯૦૦ શેર છે, તો ૮ ફૂટ લાંબા ૩ ફૂટ પોહોળા અને ૬ ઇંચ જાડા ભારોટીઆનું વજન કેટલું.

(૨૧) ૧૬ માણસ દરરોજ ૬ કલાક પ્રમાણે કામ કરે તો ૨૦ યાર્ડ લાંબી ૧૫ યાર્ડ પોહોળી અને ૮ યાર્ડ ઊંડી ખાણ ૪૦ દિવસમાં ખોદે છે, તો ૪ માણસ દરરોજ ૧૦ કલાક પ્રમાણે કામ કરે તો તેનાથી ત્રણગણી લાંબી બમણી પોહોળી અને અડધી ઊંડી ખાણ કેટલા દિવસમાં ખોદે?

(૨૨) ૫૦૦૦ માણસને ૧૫ દિવસ ચાલે એટલું અનાજ હતું, પણ ૩ દિવસ પછી બીજાં ૧૦૦૦ માણસ મદદમાં આવી પહોંચ્યાં, તો તે અનાજ તે સઘળાં માણસને બીજા કેટલા દિવસ ચાલશે?

(૨૩) ૮૦ માણસ દરરોજ ૪ કલાક પ્રમાણે કામ કરે તો ૫૦ ફૂટ લાંબી ૧૫ ફૂટ પોહોળી અને ૮ ફૂટ ઊંડી ખાણ ૬૦ દિવસમાં ખોદે છે; તો ૩૬ માણસ તેટલીજ લાંબી ૧૦ ફૂટ પોહોળી અને ૩ ફૂટ ઊંડી બીજી એક ખાણ દરરોજ કેટલા કલાક કામ કરે તો ૧૮ દિવસમાં ખોદી રહે?

(૨૪) ૨૫૦ રૂપીઆ ૧૦ માણસના ખરચ સારૂં ૧૩ અઠવાડીઆં ચાલે, તો ૬૫૦ રૂપીઆ ૧૮ માણસના ખરચમાં કેટલા દિવસ ચાલશે?

(૨૫) ૩૦ માણસ દરરોજ ૬ કલાક પ્રમાણે કામ કરે તો ૨૫૦૦ યાર્ડ લાંબુ અને ૧૮૦૦ યાર્ડ પોહોળાં બીડનું ઘાસ ૧૨ દિવસમાં કાપે છે, તો બીજું એક ૬૦૦ યાર્ડ પોહોળું બીડ છે તે કેટલું લાંબું હોય તો તેમાંનું ઘાસ ૮ માણસો દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરતાં ૬ દિવસમાં કાપી રહે?

(૨૬) ૮ ફૂટ લાંબો ૮ ફૂટ પોહોળો અને ૬ ફૂટ ઊંડો ખાડો ૧૨ માણસો દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરતાં ૧૦ દિવસમાં ખોદે છે; તો તેથી બમણો લાંબો, ત્રણ ગણો પોહોળો અને નીમે ઊંડો ખાડો ૮ માણસો દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરતાં કેટલા દિવસમાં ખોદશે.

*(૨૭) ૮ હાથ લાંબા, ૩ હાથ પોહોળા એવા ૮ પાટના ૧૦૦ નિષ્ક† પડે છે, તો ૩$\frac{૧}{૨}$ હાથ લાંબો અને $\frac{૧}{૨}$ હાથ પોહોળો એવા ૧ પાટનું શું પડે?

*(૨૮) ૧૪ હાથ લાંબાં, ૧૬ આંગળ પોહોળાં, ૧૨ આંગળ જાડાં એવાં ૩૦ લાકડાનાં પાટીઆંના ૧૦૦ નિષ્ક પડે છે; તો લંબાઇ, પોહોળાઇ અને જાડાઈ દરેક ૪ આંગળ કમી હોય એવાં ૧૪ પાટીઆંનું શું પડે?

*(૨૯) ઉપલાં ૩૦ પાટીઆં ૧ જોજન અંતરથી લાવવાને ૮ દ્રમ્મ ભાડું પડે, તો ઉપર કહેલા માપનાં ૧૪ પાટીઆં ૬ જોજનથી આણવાને શું ભાડું પડે?

---

* આ ઉદાહરણો લીલાવતીમાંથી લીધાં છે.

† નિષ્ક એ નામનો સોનાનો સિક્કો જૂના કાળમાં આ દેશમાં ચાલતો.

# સાંકળરીતિ.

૭૮. જુદી જુદી જાતનાં પરિમાણોમાંથી એક જાતના કોઇ પરિમાણ બરોબર બીજી જાતનું કોઇ પરિમાણ, અને બીજી જાતના કોઇ પરિમાણ બરોબર ત્રીજી જાતનું પરિમાણ, એ પ્રમાણે આપેલા સંબંધ ઉપરથી પેહેલા પરિમાણનો અને છેવટના પરિમાણનો સંબંધ કાઢવાની રીતને **સાંકળીરીતિ*** કહે છે.

**ઉદાહરણ.** ૬ કેરીની કિમ્મત ૮ જમરૂખની કિમ્મત બરોબર છે. ૧૨ જમરૂખની કિમ્મત ૪૦ કેળાંની કિમ્મત બરોબર છે, અને ૩૦ કેળાંની કિમ્મત ૯૬ બોરની કિમ્મત બરોબર છે, ત્યારે ૧૮ કેરીની કિમ્મતમાં કેટલાં બોર આવશે ?

એ ઉદાહરણ ત્રિરાશીની અથવા એકમગણિતની રીતે થઇ શકે છે. ત્રિરાશીની રીતઃ—

૬ કેરી : ૧૮ કેરી : : ૮ જમરૂખ : ઇષ્ટ જમરૂખ.

$\therefore$ ઇષ્ટ જમરૂખ $= \frac{૧૮ \times ૮}{૬}$

ફરી

૧૨ જમરૂખ : $\frac{૧૮ \times ૮}{૬}$ જમરૂખ : : ૪૦ કેળાં: ઇષ્ટ કેળાં.

$\therefore$ ઇષ્ટ કેળાં $= \frac{૧૮ \times ૮ \times ૪૦}{૬ \times ૧૨}$

ફરી

૩૦ કેળાં : $\frac{૧૮ \times ૮ \times ૪૦}{૬ \times ૧૨}$ કેળાં : : ૯૬ બોર : ઇષ્ટ બોર.

$\therefore$ ઇષ્ટ બોર $= \frac{૧૮ \times ૮ \times ૪૦ \times ૯૬}{૬ \times ૧૨ \times ૩૦} =$ ૨૫૬.

---

* આ રીતમાં ઘણાં પરિમાણો એક એકની સાથે સાંકળની કડીઓની માફક જોડાયલાં હોય છે માટે સાંકળરીતિ નામ આપ્યું છે.

∴ ૧૮ કેરીની કિમ્મત ૨૫૬ બોરની કિમ્મત બરોબર છે.

**એકમગણિતની રીતે:—**

∵ ૯ કેરીની કિમ્મત = ૮ જમરૂખની કિમ્મત.

∴ ૧ કેરીની કિમ્મત = $\frac{૮}{૯}$ જમરૂખની કિમ્મત.

∵ ૧૨ જમરૂખની કિમ્મત = ૪૦ કેળાંની કિમ્મત.

∴ ૧ જમરૂખની કિમ્મત = $\frac{૪૦}{૧૨}$ કેળાંની કિમ્મત,

∵ ૩૦ કેળાંની કિમ્મત = ૯૬ બોરની કિમ્મત.

∴ ૧ કેળાંની કિમ્મત = $\frac{૯૬}{૩૦}$ બોરની કિમ્મત.

∴ ૧૮ કેરીની કિમ્મત = ૧૮ × $\frac{૮}{૯}$ જમરૂખની કિમ્મત.*

,, = ૧૮ × $\frac{૮}{૯}$ × $\frac{૪૦}{૧૨}$ કેળાંની કિમ્મત.§

,, = ૧૮ × $\frac{૮}{૯}$×$\frac{૪૦}{૧૨}$×$\frac{૯૬}{૩૦}$ બોરની કિ૦–‡

,, = ૨૫૬ બોરની કિમ્મત.

∴ ૨૫૬ બોર, એ જવાબ.

હવે ઉદાહરણમાં જે પરિમાણો એકમેકની બરોબર કહયાં છે તે પરિમાણો બરોબરના ચિન્હથી જોડીને જેમનાં તેમ માંડી તે સઘળાની ઉપર ઇષ્ટ બોર, અને ૧૮ કેરી એ પરિમાણો બરોબરના ચિન્હથી જોડીને માંડીએ તો તે બધાં નીચે બતાવ્યા પ્રમાણે મંડાશે. જેમ,

ઇષ્ટ બોર = ૧૮ કેરી

૯ કેરી = ૮ જમરૂખ

૧૨ જમરૂખ = ૪૦ કેળાં

૩૦ કેળાં = ૯૬ બોર

---

* ( ∵ ૧ કેરીની કિમ્મત = $\frac{૮}{૯}$ જમરૂખની કિમ્મત. )

§ ( ∵ ૧ જમરૂખની કિમ્મત= $\frac{૪૦}{૧૨}$ કેળાંની કિમ્મત. )

‡ ( ∵ ૧ કેળાંની કિમ્મત = $\frac{૯૬}{૩૦}$ બોરની કિમ્મત. )

આ બરોબરનાં ચિન્હથી જોડેલાં પરિમાણના જમણી તરફના સઘળા આંકડાના ગુણાકારને ડાબી તરફના સઘળા આંકડાના ગુણાકારે ભાગીએ તો આવેલો ભાગાકાર ઉપર બતાવેલી બે રીત પ્રમાણે ઇષ્ટ બેરનો આવશે એ સેહેજ સમજાશે.

આ ઉપર બે પ્રકારની કરેલી રીતપરથી નીચે લખેલી રીતનું કારણ સેહેજ ધ્યાનમાં આવશે.

**૭૯. રીત—** પ્રથમ ઇષ્ટ પરિમાણ લખી તેની પછી બરોબરનું ચિન્હ કાઢી તે ચિન્હની આગળ ઇષ્ટ પરિમાણની બરોબરનું પરિમાણ લખવું. પછી તેની નીચે આપેલાં પરિમાણનાં જોડકાંમાંનું દરેક જોડકું બરોબરનું ચિન્હ કાઢી માંડવું. આ પ્રમાણે સમીકરણો માંડતાં ધ્યાનમાં રાખવું કે, દરેક સમીકરણમાંનું જમણી તરફનું પરિમાણ તેની નીચેના સમીકરણમાંના ડાબી તરફના પરિમાણની જાતિનું હોવું જોઇએ, અને છેવટના સમીકરણમાંનું જમણી તરફનું પરિમાણ પેહેલા સમીકરણમાંના ડાબી બાજુના પરિમાણની જાતિનું હોવું જોઇએ. એ પ્રમાણે સઘળાં જોડકાં લખી રહ્યા પછી સઘળાં સમીકરણનાં જમણી તરફના પરિમાણોના આંકડાના ગુણાકારને ડાબી તરફના પરિમાણોના આંકડાના ગુણાકારે ભાગવા એટલે જે ભાગાકાર આવશે તે ઈષ્ટ પરિમાણનો આંકડો આવશે.

**ઉદા૦ ૧લું.** ૩ શેર ચહાની કિમ્મત ૪ શેર કાફીની કિમ્મત બરોબર છે; ૬ શેર કાફીની કિમ્મત ૨૧ શેર શાકરની કિમ્મત બરોબર છે, અને ૮ શેર શાકરની કિમ્મત ૧૮ શેર ગોળની કિમ્મત બરોબર છે; તો ૧૦ શેર ચહા આપીએ તો કેટલો ગોળ મળે?

ઇષ્ટ શેર ગોળ = ૧૦ શેર ચહા
૩ શેર ચહા = ૪ શેર કાફી
૬ શેર કાફી = ૨૧ શેર શાકર
૮ શેર શાકર = ૧૮ શેર ગોળ

$$\therefore \text{ઇષ્ટ શેર} = \frac{૧૮ \times ૨૧ \times ૪ \times ૧૦}{૩ \times ૬ \times ૮} = ૧૦૫.$$

∴ ૧૦૫ શેર ગોળ, એ જવાબ.

**ઉદા૦ ૨જું.** ૧૫ ઘોડાની કિમ્મત ૪૦ બળદની કિમ્મત બરોબર છે, ૨૫ બળદની કિમ્મત ૩૬ ગાયની કિમ્મત બરોબર છે. ૮ ગાયની કિમ્મત ૭૫ ઘેટાંની કિમ્મત બરોબર છે; અને ૯ ઘેટાંની કિમ્મત રૂા. ૬।।।= પડે છે; તો ૧૨ ઘોડાનું શું પડશે?

ઈષ્ટ રૂપીઆ = ૧૨ ઘોડાની કિમ્મત
૧૫ ઘોડા = ૪૦ બળદ
૨૫ બળદ = ૩૬ ગાય
૮ ગાય = ૭૫ ઘેટાં
૯ ઘેટાં = $\frac{૫૫}{૮}$ રૂપીઆ ( ∴ ૬।।।= = $\frac{૫૫}{૮}$)

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{૧૨ \times ૪૦ \times ૩૬ \times ૭૫ \times ૫૫}{૧૫ \times ૨૫ \times ૮ \times ૯ \times ૮} = ૩૩૦.$$

∴ ૩૩૦ રૂપીઆ, એ જવાબ.

## ઉદાહરણસંગ્રહ ૩૦.

(૧) એક માણસ દર કલાકે ૭ માઇલ પ્રમાણે દરરોજ ૧૧ કલાક ચાલે છે. અને ૨ માઈલ એટલે ૧ ગાઉ ગણીએ તો ૩૦ દિવસમાં કેટલા ગાઉ ચાલશે?

(૨) ૩૦ બકરીની કિમ્મત ૧૦ વાછરડાં જેટલી અને ૮ વાછરડાંની ૨ બળદ જેટલી; ૩ બળદના ૫૪ રૂપીઆ પડે છે; તો ૧ બકરીની કિમ્મત કેટલી?

(૩) એક મોહોર બરાબર ૩ પુતળીયાં, એક પુતળીયા બરાબર ૫ રૂપીઆ, એક રૂપીઆ બરાબર ૨ શિલિંગ, એક શિલિંગ બરાબર ૧૨ પેન્સ, એક પેની બરાબર ૮ પાઇ, તો ૧૫૦ મોહોર બરાબર કેટલી પાઇ ?

*(૪) એક પાવલીની ૩૦૦ કેરી, ને એક પૈસાનાં ૩૦ દાડમ મળે છે; તો ૧૦ કેરીના બદલામાં કેટલાં દાડમ મળે ?

(૫) ૪ શેર જુવારની કિમ્મત બરાબર ૩ શેર ચોખાની કિમ્મત છે, ૭ શેર ચોખાની કિમ્મત બરાબર ૧૦ શેર ઘઉંની કિમ્મત છે, ૯ શેર ઘઉંની કિમ્મત ૧૪ શેર બાજરીની કિમ્મત બરાબર છે, ૮ શેર બાજરીની કિમ્મત ૩ શેર શાકરની કિમ્મત બરાબર છે, અને ૧ શેર શાકરના ૩॥ આના પડે છે, તો ૩૦ શેર જુવારનું શું પડે ?

(૬) ૮ પાઈ બરાબર ૧ પેની, ૧$\frac{૧}{૨}$ પેન્સ બરાબર એક આનો ૧૬ આના બરાબર એક રૂપીઓ, ૫ રૂપીઆ બરાબર એક પુતળીઉં, ૩ પુતળીઆં બરાબર એક મોહોર છે, તો ૨૪ પોંડ બરાબર કેટલી મોહોર ?

(૭) અ ૩ દિવસમાં જેટલું કામ કરે છે તેટલુંજ બ ૪ દિવસમાં કરે છે. બ ૫ દિવસમાં જેટલું કરે છે તેટલુંજ ક ૬ દિવસમાં કરે છે; તો ક ૧૬ દિવસમાં જેટલું કામ કરે તેટલું કામ કરવાને અ ને કેટલા દિવસ લાગે ?

---

* આ ઉદાહરણ લીલાવતીમાંથી લીધું છે.

(૮) अ જેટલા વખતમાં $\frac{૧}{૨}$ કામ કરે છે તેટલાજ વખતમાં ब $\frac{૧}{૩}$ કરે છે, ब જેટલા વખતમાં $\frac{૧}{૪}$, તેટલાજ વખતમાં क $\frac{૧}{૫}$ અને क જેટલા વખતમાં $\frac{૧}{૬}$, તેટલાજ વખતમાં ड $\frac{૧}{૭}$ કરે છે; તો अ ૧૬ કલાકમાં જેટલું કામ કરે તેટલુંજ કામ કરવાને डने કેટલા કલાક લાગે?

(૯) જેટલા વખતમાં अ ૧ માઇલ જાય તેટલાજ વખતમાં ब ૧૭૪૦ યાર્ડ જાય, અને જેટલા વખતમાં ब ૧ માઇલ જાય તેટલાજ વખતમાં क ૧૭૨૦ યાર્ડ જાય; તો अ ૧૭૬૦ યાર્ડ ગયો ત્યારે क કેટલા યાર્ડ તેની પાછળ રહયો?

(૧૦) એક માઇલની શરતમાં ब ની પાછળ अ ૧૦ યાર્ડ રહે છે, અને ૨ માઇલની શરતમાં ब ની આગળ क ૩૦ યાર્ડ જાય છે; તો ૧ માઇલની શરતમાં अ ની આગળ क કેટલા યાર્ડ જાય?

## પાંતી.

૮૦. **પાંતી** એટલે હિસ્સા અથવા ભાગ; એ ઉપરથી કોઇ એને **હિસ્સારાશી** પણ કહે છે.

એક સંખ્યાથી જેટલાગણી બીજી સંખ્યા હોય તેટલામો તે બીજીનો (પેહેલી સંખ્યા) ભાગ (હિસ્સો) છે. જેમકે ૨ આનાના ૮ ગણા ૧૬ આના એટલે ૧ રૂપીઓ છે, તો ૧ રૂપીઆનો આઠમો હિસ્સો ૨ આના છે. એકથી વધારે વસ્તુની કિમ્મત હિસ્સા પાડીને કાઢવાની રીતને **પાંતી** કહે છે. એક વસ્તુની કિમ્મત ઉપરથી બીજી વસ્તુઓની કિમ્મત કાઢવાની રીતને **સાદી પાંતી** કહે છે. એક પરિમાણની કિમ્મત ઉપરથી તેજ જાતના જુદાં જુદાં પરિમાણોની સામટી કિમ્મત કાઢવાની રીતને **સંયુક્ત પાંતી** કહે છે. પાંતીના હિસાબ

વધારે સુગમતાથી અને જલદીથી થઈ શકે છે, તેથી વેપારી લોકો ઘણું ખરૂં આજ રીતે હિસાબ કરે છે.

કોઇ સંખ્યા બીજી એકાદ સંખ્યાના પૂરા હિસ્સા જેટલી ન હોય તો તેના હિસ્સા પડવા જોગ બે અથવા વધારે ભાગ કરવા. જેમ ૩ આના એ એક રૂપીઆનો પૂરો હિસ્સો નથી માટે તેના ૨ આના ને ૧ આનો એવા બે ભાગ કરવા. એટલે બે આના એ એક રૂપીઆનો આઠમો હિસ્સો અને ૧ આનો સોળમો હિસ્સો થશે.

કોઈ કોઈ વાર હિસ્સાના હિસ્સા પાડવા સુગમ પડે છે; જેમ ઉપલા ઉદાહરણમાં ૧ આનો એ રૂપીઆનો ૧૬ મો હિસ્સો છે, એમ સમજવા કરતાં બે આનાનો નીમે હિસ્સો છે એમ સમજવાથી હિસાબ સેહેલથી થાય છે.

હિસાબ કરવામાં કયો હિસ્સો લેવો એ બદ્દલ નિયમ મુકરર કરી શકાય નહિ. કયી વખતે કયો હિસ્સો લેવો એ આપોઆપ ધ્યાનમાં આવવા જેવું છે, તોપણ નીચે આપેલાં કોષ્ટકોથી સારી મદદ મળશે

**સરકારી ચલણું નાણું.**

| | | |
|---|---|---|
| ૮ આ. ૦ પાઈ | = ૧ રૂપીઆનો ૧/૨ | હિસ્સો. |
| ૫ આના, ૪ પાઈ | = ,, ૧/૩ | ,, |
| ૪ આના, ૦ પાઈ | = ,, ૧/૪ | ,, |
| ૨ આના, ૮ પાઈ | = ,, ૧/૬ | ,, |
| ૨ આના, ૦ પાઈ | = ,, ૧/૮ | ,, |
| ૧ આનો, ૪ પાઈ | = ,, ૧/૧૨ | ,, |
| ૧ આનો, ૦ પાઈ | = ,, ૧/૧૬ | ,, |
| ૬ પાઈ | = ૧ આનાનો ૧/૨ | હિસ્સો. |
| ૪ પાઇ | = ,, ૧/૩ | ,, |
| ૩ પાઇ | = ,, ૧/૪ | ,, |
| ૨ પાઈ | = ,, ૧/૬ | ,, |
| ૧૧/૨ પાઈ | = ,, ૧/૮ | ,, |
| ૧ પાઈ | = ,, ૧/૧૨ | ,, |

**ઇંગ્લાંડનું નાણું.**

| | | |
|---|---|---|
| ૬ પેન્સ | = ૧ શિલિંગનો ૧/૨ | હિસ્સો. |
| ૪ પેન્સ | = ,, ૧/૩ | ,, |

| | |
|---|---|
| ૩ પેન્સ = ૧ શિલિંગનો ૧/૪ હિસ્સો. | ૨ ક્વાર્ટર = ૧ હંડ્રવેટનો ૧/૨ હિસ્સો |
| ૨ પેન્સ = ,, ૧/૬ ,, | ૧ ક્વા. અથવા ૨૮ પૌંડ = ,, ૧/૪ ,, |
| ૧½ પેન્સ = ,, ૧/૮ ,, | ૧૬ પૌંડ = ,, ૧/૭ ,, |
| ૧ પેન્સ = ,, ૧/૧૨ ,, | ૧૪ પૌંડ = ,, ૧/૮ ,, |
| ૧૦ શિ. ૦ પેન્સ = ૧ પૌંડનો ૧/૨ ,, | ૮ પૌંડ = ,, ૧/૧૪ ,, |
| ૬ શિ૦, ૮ પે. = ,, ૧/૩ ,, | ૭ પૌંડ = ,, ૧/૧૬ ,, |
| ૫ શિ૦, ૦ પે. = ,, ૧/૪ ,, | ૧૪ પૌંડ = ૧ ક્વાર્ટરનો ૧/૨ ,, |
| ૪ શિ૦. ૦ પે. = ,, ૧/૫ ,, | ૭ પૌંડ = ,, ૧/૪ ,, |
| ૩ શિ૦, ૪ પે. = ,, ૧/૬ ,, | ૪ પૌંડ = ,, ૧/૭ ,, |
| ૨ શિ૦, ૬ પે. = ,, ૧/૮ ,, | ૩½ પૌંડ = ,, ૧/૮ ,, |
| ૨ શિ૦, ૦ પે. = ,, ૧/૧૦ ,, | ૨ પૌંડ = ,, ૧/૧૪ ,, |
| ૧ શિ૦, ૮ પે. = ,, ૧/૧૨ ,, | ૧ પૌંડ = ,, ૧/૨૮ ,, |
| ૧ શિ૦, ૪ પે. = ,, ૧/૧૫ ,, | ૮ ઔંસ = ૧ પૌંડનો ૧/૨ ,, |
| ૧ શિ૦, ૩ પે. = ,, ૧/૧૬ ,, | ૪ ઔંસ = ,, ૧/૪ ,, |
| ૧ શિ૦, ૦ પે. = ,, ૧/૨૦ ,, | ૨ ઔંસ = ,, ૧/૮ ,, |
| ૦ શિ૦, ૬ પે. = ,, ૧/૪૦ ,, | ૧ ઔંસ = ,, ૧/૧૬ ,, |

## એવ્હાર્ડુ પાઇસ.

| | |
|---|---|
| ૧૦ હંડ્રવેટ = ૧ ટનનો ૧/૨ હિસ્સો | |
| ૫ ,, = ,, ૧/૪ ,, | |
| ૪ ,, = ,, ૧/૫ ,, | |
| ૨½ હંડ્રવેટ = ૧ ટનનો ૧/૮ ,, | |
| ૨ ,, = , ૧/૧૦ ,, | |
| ૧ ,, = ,, ૧/૨૦ ,, | |

## ટ્રોય.

| | |
|---|---|
| ૬ ઔંસ = ૧ પૌંડનો ૧/૨ હિસ્સો | |
| ૪ ઔંસ = ,, ૧/૩ ,, | |
| ૩ ઔંસ = ,, ૧/૪ ,, | |
| ૨ ઔંસ = ,, ૧/૬ ,, | |
| ૧½ ઔંસ = ,, ૧/૮ ,, | |
| ૧ ઔંસ = ,, ૧/૧૨ ,, | |

ઉદા૦ ૧લું.—એક વસ્તુના ૧ રૂા. ૧૪ આ૦ ૭ા પાઈ પ્રમાણે ૧૨૨૪ વસ્તુની કિમ્મત કેટલી ?

| | |
|---|---|
| | ૧૨૨૪ વસ્તુની<br>રૂા. આ. પા. |
| | ૧૨૨૪—૦—૦ ૧ રૂા. દર પ્ર. કિ. |
| ૮ આ૦ = ૧ રૂા. નો $\frac{૧}{૨}$ | ૬૧૨—૦—૦ ૮ આ. ,, ,, |
| ૪ આ૦ = ૮ આ૦ નો $\frac{૧}{૨}$ | ૩૦૬—૦—૦ ૪ આ. ,, ,, |
| ૨ આ૦ = ૪ આ૦ નો $\frac{૧}{૨}$ | ૧૫૩—૦—૦ ૨ આ. ,, ,, |
| ૬ પા૦ = ૨ આ૦ નો $\frac{૧}{૪}$ | ૩૮—૪—૦ ૬ પાઇ ,, ,, |
| ૧॥ પા૦ = ૬ પા૦ ,, $\frac{૧}{૪}$ | ૯—૯—૦ ૧॥ ,, ,, |
| | ૨૩૪૨—૧૩—૦=૧ રૂા. ૧૪ આ. ૭ા પા<br>પ્રમાણેકિમ્મત થઇ. |

ખુલાસો:—એક વસ્તુની કિમ્મતના જુદા જુદા ભાગ કરી તેમાંના દરેક ભાગ પ્રમાણે બીજી વસ્તુઓની કિમ્મત કાઢી અને તે સઘળી કિમ્મતોનો સરવાળો કર્યો એટલે જે કિમ્મત આવી તેટલીજ કિમ્મત એક વસ્તુની મૂળ કિમ્મતના દર પ્રમાણે તેટલી સઘળી વસ્તુની આવી જેમ, ઉપરના ઉદાહરણમાં ૧૨૨૪ વસ્તુની કિમ્મત ૧ રૂા. ૧૪ આ. ૭ા પાઇ પ્રમાણે કાઢતાં જેટલી આવે તેટલીજ પેહેલાં ૧ રૂા. પ્રમાણે-પછી ૮ આના પ્રમાણે, પછી ૪ આના પ્રમાણે વગેરે જુદી જુદી કિમ્મ-તો કાઢી તે જુદી જુદી કિમ્મતોનો સરવાળો કરીએ તો આવે.

ઉપરનું ઉદાહરણ આણુપાણુની રીતે નીચે કરી બતાવેલું છે.

```
  ૧૨૪
× ૧।।।=।।૧।।          (∵ ૭।। પાઇ=।।૧।। )
 ૧૨૨૪
  ૬૧૨
  ૩૦૬
  ૧૫૩
   ૩૮।
    ૯।।–
 ─────────
 ૨૩૪૨।।।–
```

ઉપલી બે રીતો જોતાં તે બંને સરખી હોય એમ જણાઇ આવે છે; અને થોડોક વિચાર કરતાં બીજી રીતે ઉદાહરણ કરવું વધારે સેહેલું હોય એમ લાગે છે, પણ ઉદાહરણમાં આપેલી વસ્તુની કિમ્મતમાં થોડો એક ફેર હોય, જેમકે ૭।। પાઇને ઠેકાણે ૭ પાઇજ આપી હોય તો નીમેનું નીમે કાઢવાથી ચાલે નહિ. માટે જ્યાં નીમે કાઢવાનું ઉપયોગી થઇ પડે ત્યાં બીજી રીતનો ઉપયોગ કરવાને હરકત નથી; પણ જ્યાં તેવો ઉપયોગ થતો નથી ત્યાં પેહેલી રીતેજ ઉદાહરણ કરવું.

**ઉદા૦ ૨જું.** ૧ હંડ્રેવેટની કિમ્મત ૨૦ પૌંડ ૧૨ શિ૦ ૮ પેન્સ. પડે તો ૧૫ હંડ્રેવેટ ૩ ક્વાર્ટર ૧૭ પૌંડની શી કિમ્મત પડશે ?

| | પૌં. શિ. પે. | |
|---|---|---|
| ૧૫ હં. =૧૫×૧ હં. | ૨૦—૧૨—૮ | ૧ હં. ની કિમ્મત. |
| | ×૧૫ | |
| | ૩૦૯—૧૦—૦ | ૧૫ હં. ની કિમ્મત. |
| ૨ ક્વાટર=૧ હં. નો $\frac{1}{2}$ | ૧૦— ૬—૪ | ૨ ક્વા. ની કિમ્મત. |
| ૧ ક્વા.=૨ ક્વા. નો $\frac{1}{2}$ | ૫— ૩—૨ | ૧ ક્વા. ની કિમ્મત. |
| ૧૪ પૌં.=૧ ક્વા. નો $\frac{1}{2}$ | ૨—૧૧—૭ | ૧૪ પૌંડની કિમ્મત. |
| ૨ પૌંડ=૧૪ પૌં. નો $\frac{1}{7}$ | ૦— ૭—૪$\frac{3}{7}$ | ૨ પૌંડની કિમ્મત. |
| ૧ પૌંડ= ૨ પૌં. નો $\frac{1}{2}$ | ૦— ૩—૮$\frac{3}{14}$ | ૧ પૌંડની કિમ્મત. |
| | ૩૨૮— ૨—૧$\frac{6}{14}$ | = ૧૫ હં. ૩ ક્વા. ૧૭ પૌંડની કિમ્મત. |

ઉપર કરી બતાવેલાં બે ઉદાહરણોમાંનું પેહેલું ઉદાહરણ સાદી પાંતીનું છે અને બીજું સંયુકત પાંતીનું છે.

પાંતીના હિસાબ કરવામાં કોઈ કોઈ વાર જે હિસ્સાની જરૂર નથી હોતી એવો એકાદ હિસ્સો લેવો પડે છે, પણ તેની કિમ્મત અલગ રાખવી. અને એવા એકાદ લીધેલા હિસ્સામાંથી જે હિસ્સાની જરૂર પડતી હોય તે હિસ્સો કાઢી લેવો.

**ઉદા૦ ૩જું.** એક ટનના ૫ રૂપીઆ પ્રમાણે ૫ ટન ૧ કવાર્ટરની શી કિમ્મત પડે?

| | રૂ. આ. પા. | |
|---|---|---|
| ૫ ટન = ૫ × ૧ ટન | ૫ – ૦ – ૦ | ૧ ટનની કિમ્મત. |
| | × ૫ | |
| ૨ હંડ્રવેટ = ૧ ટનનો ૧/૧૦ | ૨૫ – ૦ – ૦ | ૫ ટનની કિમ્મત. |
| | | ૦ – ૮ – ૦ બે હંડ્રવેટની કિમ્મત. |
| | ............... | |
| ૧ કવાર્ટર = ૨ હં. નો ૧/૮ | ૦ – ૧ – ૦ | ૧ કવાર્ટરની કિમ્મત. |

૨૫ – ૧ – ૦ એ ૫ ટન ૧ કવા૦ ની કિમ્મત.

આમાં ૨ હંડ્રવેટની કિમ્મત ૧ કવાર્ટરની કિમ્મત કાઢવા સારૂ કાઢી હતી પણ તેની જરૂર ન હોવાને લીધે સરવાળાની રકમોમાં ન લેતાં અલગ મૂકી છે.

## ઉદાહરણસંગ્રહ ૩૧.

(૧) ૧ વસ્તુના ૭ શિ. ૬ પે. પ્રમાણે ૧૪૦ વસ્તુની કિમ્મત કાઢો.

(૨) ૧ માઈલનું ૫ શિ. ૬ પે. પ્રમાણે ૨૩૦ માઇલનું ભાડું કાઢો.

(૩) ૧ વસ્તુના ૮ શિ. ૪ પે. પ્રમાણે ૩૧૯ વસ્તુની કિમ્મત કાઢો.

(૪) ૧ શેરના ૪ આ. ૨ પાઇ પ્રમાણે ૨૨૫ શેરની કિમ્મત કાઢો.

(૫) ૧ પુસ્તકના ૧૦ આ. ૪ પાઈ પ્રમાણે ૧૯૨ ની કિમ્મત કાઢો?

(૬) ૧ વસ્તુના ૧૩ આ. ૯ પાઇ પ્રમાણે ૫૬૪ વસ્તુની કિમ્મત કેટલી

(૭) દર મહિને ૧૫ આ. ૨ પાઇ પ્રમાણે ૭૯૨ મહિનાનું ભાડું કેટલું?

(૮) ૧ મજૂરના ૬ આ. ૩ પા૦ પ્રમાણે ૧૫૨૨ની મજૂરી કેટલી ?

(૯) ૧ વસ્તુના ૧૦ શિ. ૬ પે. પ્રમાણે ૫૭૬૦ ની કિમ્મત કેટલી ?

(૧૦) ૧ પુસ્તકના ૧૪ શિ. ૩ પે. પ્રમાણે ૧૨૬૫ ની કિમ્મત કેટલી?

(૧૧) ૧ વસ્તુના ૨ રૂ. ૭ આ. ૧૧ પા. પ્રમાણે ૧૧૦૩ વસ્તુની કિમ્મત કાઢો.

(૧૨) ૧ ફેંટાના ૨ રૂ. ૫ આ. ૩ પાઇ પ્રમાણે ૭૬૩ ફેંટાની કિમ્મત કાઢો.

(૧૩) ૧ ઘેટાના ૨ ગિની ૫ શિ. ૯ પે. પ્રમાણે ૬૬૮ ઘેટાંની કિમ્મત કાઢો.

(૧૪) ૧ ટન કોયલાના ૧૨૦ પૌં. ૦ શિ. ૬ પે. પ્રમાણે ૮૩ ટન ૨ હં૦ ૨ ક્વા૦ કોયલાની કિમ્મત કાઢો.

(૧૫) ૧ એકરના ૮ પૌં. ૯ શિ. ૧૦ પે. પ્રમાણે ૧૨૦૦॥ એકર જમીનનો આકાર કેટલો થાય ?

(૧૬) ૧ વિઘાના ૪ રૂ. ૭ આ. ૧૧ પા૦ પ્રમાણે ૧૮૦ વીઘાં ૧૩$\frac{૧}{૩}$ વસા જમીનનો આકાર કેટલો ભરવો પડે ?

(૧૭) ૧ દિવસની ૧ ગિની ૧૧ શિ. ૧૧ પે. પ્રમાણે ૧૬૪॥ દિવસની કેટલી પેદાશ થાય?

(૧૮) ૧ ટનના ૧૨ શિ. પ્રમાણે ૩ ટન ૮ હં. સ્લેટની કિમ્મત કાઢો.

(૧૯)૧ હંડ્રવેટના ૧૧શિ. પ્રમાણે ૩૬ ટન ૫ હંડ્રવેટની કિમ્મત કાઢો.

(૨૦) ૧ હંડ્રવેટના ૨ પૌંડ ૬ શિ. પ્રમાણે ૨૨ ટન ૯ હંડ્રવેટ ૯ કવાર્ટરની કિમ્મત કાઢો.

(૨૧) ૧ દિવસના ૧૫ શિ. ૩ પે. પ્રમાણે ૫૫ દિવસ ૨૦ કલાકની મજૂરી કાઢો.

(૨૨) ૧ કલાકના ૧ શિ. ૩ પે. પ્રમાણે ૯૬ દિવસ ૧૪ કલાક ૫૧ મિનિટની મજૂરી કાઢો.

(૨૩) ૧ એકરના ૧૨ પૌંડ ૨ શિ. ૮ પે. પ્રમાણે ૬૦ એકર ૩ રૂડ ૮ પોલની કિમ્મત કાઢો.

(૨૪) ૧ એકરના ૬૧ પૌંડ ૮ શિ. ૪ પે. પ્રમાણે ૫૮૦ એકર ૨ રૂડ ૨૦ પોલની કિમ્મત કાઢો.

(૨૫) ૧ મહિનાના રૂ.૬–૪–૮ પ્રમાણે ૨૦ વર્ષ ૮ મહિનાનો પગાર કાઢો.

(૨૬) ૧ બુશલના ૬ શિ. ૮ પે. પ્રમાણે ૭૨ કવાર્ટર ૫ બુશેલ ૧ પેકની કિમ્મત કાઢો.

(૨૭) ૧ ફૂટના ૫૬ રૂ૦ પ્રમાણે ૬૨૪ યાર્ડ ૨ ફૂટ ૧૧ ઇંચની કિમ્મત કાઢો.

(૨૮) ૧ ટનના ૯૬ પૌંડ પ્રમાણે ૪૦ ટન ૭ પૌંડની કિમ્મત કાઢો.

(૨૯) ૧ કવાર્ટરના ૨ શિ. ૪ પે. પ્રમાણે ૨૧ ટન ૩ પૌંડની કિમ્મત કાઢો.

(૩૦) ૧ મણના રૂ. ૧–૭–૬ પ્રમાણે ૫ ખાંડી ૧૩ મણની કિમ્મત કાઢો.

(૩૧) ૧વાલના રૂ. ૦॥॥= પ્રમાણે ૬ તોલા ૨૪ વાલની કિમ્મત કાઢો.

(૩૨) ૧ હારાના રૂ. ૧૧॥=॥ પ્રમાણે ૩૬॥। હારાની કિમ્મત કાઢો.

## વ્યાજ.

૮૧. કરજે આપેલા પૈસાના ઉપયોગ બદલ જે પૈસા મળે તેને **વ્યાજ** કહે છે. કર્જ લેનાર માણસને **આસામી** અને તે આપનાર માણસને **શાહુકાર** કહે છે. કરજે આપેલા પૈસાને **મુદ્દલ** કહે છે.

કર્જ કાઢેલા દિવસથી જે દિવસે તે વાળવાનું કર્યું હોય તે દિવસ સુધીના વખતને **મુદત** કહે છે. મુદ્દલ અને તેનું વ્યાજ મળીને જે રકમ થાય છે તેને **રાસ** અથવા **વ્યાજ મુદ્દલ** કહે છે. વ્યાજનો દર એટલે દર સેંકડે અથવા દર રૂપીએ મુકરર વખતનું ઠરેલું વ્યાજ. **દરને તેરીખ** પણ કહે છે. અંગ્રેજી રીત પ્રમાણે વ્યાજનો દર, દર સેંકડે દર વરસે ઠરાવવામાં આવે છે; અને તેને સેંકડે "અમુક ટકા" એમ ટૂંકામાં કહે છે. આપણા દેશમાં સો રૂપીએ એક મહિને અમુક આના અથવા એક રૂપીએ એક મહિને અમુક દોકડા કે પૈસા ઠરાવવામાં આવે છે. અને ટૂંકામાં "અમુક આનાની" કે "અમુક દોકડા કે પૈસાની" તેરીખ એમ બોલાય છે. જેમકે, ૪ આનાની તેરીખ કહી હોય તો ૧૦૦ રૂપીઆનું દર માસે ૪ આના વ્યાજ સમજવું. એક દોકડો કે એક પૈસાની તેરીખ કહી હોય તો એક રૂપીઆનું દર માસે એક દોકડો કે એક પૈસો વ્યાજ સમજવું. જેટલા આનાની તેરીખ કહી હોય તેનાથી ૧૨ગણા આના અથવા તેના પોણા ભાગ જેટલા રૂપીઆ દર વરસે દર સેંકડે વ્યાજનો દર થાય. અને જેટલા દોકડાની તેરીખ કહી હોય તેટલા રૂપીઆ ૧૦૦ રૂપીઆનું દર માસે અને તેથી ૧૨ગણા રૂપીઆ દર વરસે વ્યાજ થાય. આ સંબંધ ઉદાહરણો કરતી વખતે બહુ ઉપયોગનો છે.

વ્યાજના ઉદાહરણોમાં **મુદ્દલ, મુદત, વ્યાજનો દર,** અને મુદ્દલનું આપેલી મુદતનું **વ્યાજ** એવાં ચાર પરિમેયો હોય છે. કોઈ કોઇ વખતે વ્યાજને બદલે મુદ્દલ અને વ્યાજ મુદ્દલ (રાસ) આપેલાં હોય છે. એ ચારમાંથી કોઈ પણ ૩ આપ્યાં હોય તો ચોથું કાઢી શકાય છે

વ્યાજના બે પ્રકાર છે. **સાદું અથવા સૂઢ વ્યાજ** અને **ચક્રવૃદ્ધિ** અથવા **દીવાળીબાકી વ્યાજ.**

## સાદું વ્યાજ.

૮૨. જે વ્યાજ મૂળના મુદ્દલપર ગણવામાં આવે છે તે **સાદું વ્યાજ** કહેવાય છે.

૮૩. સાદા વ્યાજનાં ઉદાહરણો ત્રિરાશીની અથવા કોઇ કોઇ વખત બહુરાશીની રીતે થાય છે.

**ઉદા૦ ૧લું.** દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે ૧૦૦૦ રૂપીઆનું ત્રણ વર્ષનું સાદું વ્યાજ કેટલું આવે?

દરેક વર્ષનું દરેક સો રૂપીઆનું ૬ રૂપીઆ વ્યાજ આવે છે, એ ઉપરથી ૧૦૦ રૂપીઆનું ૩ વર્ષનું વ્યાજ પ્રથમ કાઢવું જોઇએ. તેથી

૧ વર્ષ : ૩ વર્ષ : : ૬ રૂ૦ : ઇષ્ટ રૂ. (વ્યાજ)

$\therefore$ ઈષ્ટ રૂ. = ૬×૩ = ૧૮;

૧૮ રૂ. એ ૧૦૦ રૂ. નું ૩ વર્ષનું વ્યાજ છે; અને એ ઉપરથી ૧૦૦૦ રૂ. નું ૩ વર્ષનું વ્યાજ કાઢવાનું છે. માટે

૧૦૦ રૂ. : ૧૦૦૦ રૂ. : : ૧૮ રૂ. : ઈષ્ટ રૂ. (વ્યાજ)

$\therefore$ ઇષ્ટ રૂ. = $\frac{\text{૧૦૦૦×૧૮}}{\text{૧૦૦}}$ = ૧૮૦

$\therefore$ ૧૮૦ રૂપીઆ, એ જવાબ.

અથવા પંચરાશીથી

૧૦૦ રૂ૦ : ૧૦૦૦ રૂ૦ | : : ૬ રૂ. (વ્યાજ) : ઇષ્ટ રૂ. (વ્યાજ)
૧૧૦ : ૩૧૦ |

$\therefore$ ઇષ્ટ રૂપીઆ = $\frac{૧૦૦૦ \times ૬ \times ૩}{૧૦૦}$ = ૧૮૦

$\therefore$ ૧૮૦ એ જવાબ.

**ઉદા૦ ૨જું.** દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૨૦૦ રૂપીઆની ૪ વર્ષની રાસ કેટલી થશે ?

દરેક વર્ષનું ૧૦૦ રૂપીઆનું ૫ રૂપીઆ વ્યાજ આવે એ ઉપરથી ૧૦૦ રૂપીઆનું ૪ વર્ષનું વ્યાજ પ્રથમ કાઢવાનું છે, તેથી

૧ વ. : ૪ વ. : : ૫ રૂ. : ઇષ્ટ રૂ. ( વ્યાજ )

$\therefore$ ઇષ્ટ રૂ. = ૪ × ૫ = ૨૦

$\therefore$ ૧૦૦ રૂ. + ૨૦ રૂ૦ = ૧૨૦ રૂ. એ ૧૦૦ રૂ. ની ૪ વર્ષની રાસ આવી, એ ઉપરથી ૨૦૦ રૂ. ની ૪ વર્ષની રાસ કાઢવાની છે; માટે

૧૦૦ રૂ. : ૨૦૦ રૂ. : : ૧૨૦ રૂ. ( રાસ ) : ઈષ્ટ રૂ. (રાસ)

$\therefore$ ઈષ્ટ રૂ. = $\frac{૨૦૦ \times ૧૨૦}{૧૦૦}$ = ૨૪૦

$\therefore$ ૨૪૦ રૂપીઆ, એ જવાબ.

અથવા

૨૦૦ રૂ. નું ૪ વર્ષનું વ્યાજ કાઢીને ૨૦૦ માં ઉમેરીએ તો સરવાળો આવે તે રાસ થશે.

**ઉદા૦ ૩જું.** દર વરસે દર સેંકડે ૪ રૂ. પ્રમાણે ૨ વર્ષનું ૨૪ રૂ. વ્યાજ આવવાને કઇ રકમ વ્યાજે મુકવી જોઈએ ?

૧૦૦ રૂ. નું ૧ વર્ષનું વ્યાજ ૪ રૂ. તેથી ૨ વર્ષનું વ્યાજ ૮ રૂ. ૧૦૦ રૂ. નું ૨ વર્ષનું વ્યાજ ૮ રૂ. થાય તો ૨૪ રૂ. વ્યાજ થવાને કઈ રકમ જોઇએ એ કાઢવાનું છે, માટે

૮ રૂ. : ૨૪ રૂ. : : ૧૦૦ રૂ. : ઇષ્ટ રૂ. (મુદ્દલ)

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{100 \times 24}{8} = 100 \times 3 = 300$$

∴ ૩૦૦ રૂપીઆ, એ જવાબ.

અથવા

વ્યાજ કાયમ હોય તો મુદ્દલ અને મુદત વ્યસ્ત પ્રમાણમાં હોય, માટે પંચરાશી પ્રમાણે

૨ વ. : ૧ વ.
૪રૂ. (વ્યાજ) : ૨૪રૂ. (વ્યાજ) } : : ૧૦૦ રૂ. : ઈષ્ટ રૂ. (મુદ્દલ)

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{100 \times 24}{2 \times 4} = 50 \times 6 = 300.$$

∴ ૩૦૦ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦ ૪થું.** દર વર્ષે દર સેંકડે ૬ રૂ. પ્રમાણે ૪ વર્ષે કોઈએક રકમની ૩૧ રૂ. રાસ થાય તો તે રકમ કઇ ?

૧૦૦ રૂ. નું ૪ વર્ષનું વ્યાજ ૨૪ રૂ. આવે તો રાસ ૧૨૪ રૂ. થાય, માટે

૧૨૪ રૂ. : ૩૧ રૂ. : : ૧૦૦ રૂ. : ઇષ્ટ રૂ. (મુદ્દલ)

$$\therefore \text{ઇષ્ટ રૂ.} = \frac{31 \times 100}{124} = 25.$$

∴ ૨૫ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦ ૫મું.** દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૩૬૦ રૂ. નું ૪૫ રૂ. વ્યાજ કેટલે વર્ષે થશે ?

વ્યાજ કાયમ હોય તો મુદ્દલ અને મુદ્દત વ્યસ્ત પ્રમાણમાં હોય છે માટે પંચરાશી પ્રમાણે

$$\left.\begin{array}{l} ૩૬૦ \text{ રૂ. (મુદ્દલ)} : ૧૦૦ \text{ રૂ. (મુદ્દલ)} \\ ૪ \text{ રૂ. (વ્યાજ)} : ૪૫ \text{ રૂ. (વ્યાજ)} \end{array}\right\} :: ૧ \text{ વર્ષ} : \text{ઇષ્ટ વર્ષ.}$$

$$\therefore \text{ ઇષ્ટ વર્ષ} = \frac{૧૦૦ \times ૪૫ \times ૧}{૩૬૦ \times ૪} = \frac{૫ \times ૫}{૪ \times ૨} = \frac{૨૫}{૮} = ૩\frac{૧}{૮}.$$

$\therefore$ ૩ $\frac{૧}{૮}$ વર્ષ, એ જવાબ.

**ઉદા૦ ૬ઠું.** દર વર્ષે દર સેંકડે ૮ ટકા પ્રમાણે ૬૦૦ રૂપીઆની ૭૨૦ રૂ. રાસ થવાને કેટલાં વર્ષ લાગે ?

રૂ. ૭૨૦—રૂ. ૬૦૦ = ૧૨૦ રૂ. એ ૬૦૦ રૂ. નું ઇષ્ટ મુદ્દતનું વ્યાજ છે. અને વ્યાજ કાયમ હોય તો મુદ્દલ અને મુદ્દત વ્યસ્ત પ્રમાણમાં હોય માટે પંચરાશી પ્રમાણે

$$\left.\begin{array}{l} ૬૦૦ \text{ રૂ. (મુદ્દલ)} : ૧૦૦ \text{ રૂ. (મુદ્દલ)} \\ ૮ \text{ રૂ. (વ્યાજ)} : ૧૨૦ \text{ રૂ. (વ્યાજ)} \end{array}\right\} :: ૧ \text{ વર્ષ} : \text{ઇષ્ટ વર્ષ.}$$

$$\therefore \text{ ઇષ્ટ વર્ષ} = \frac{૧૦૦ \times ૧૨૦ \times ૧}{૬૦૦ \times ૮} = \frac{૫}{૨} = ૨\frac{૧}{૨}$$

$\therefore$ ૨$\frac{૧}{૨}$ વર્ષ, એ જવાબ.

**ઉદા૦ ૭મું.** ૨૬૬ રૂ. ૧૦ આ. ૮ પાઇ એ રકમનું ૩ વર્ષનું ૪૦ રૂ. સાદું વ્યાજ થાય, તો દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર શો ?

૨૬૬ રૂ. ૧૦ આ. ૮ પાઇ = ૨૬૬ $\frac{૨}{૩}$ રૂ. = $\frac{૮૦૦}{૩}$ રૂ.

$\frac{૮૦૦}{૩}$ રૂ. નું ૩ વર્ષમાં ૪૦ રૂ. વ્યાજ થાય અને એ ઉપરથી ૧૦૦ રૂ. નું ૧ વર્ષનું વ્યાજ કાઢવાનું છે માટે પંચરાશી પ્રમાણે

$$\left.\begin{array}{l} \frac{800}{3}\text{ રૂ.} : 100\text{ રૂ.} \\ 3\text{ વ.} : 1\text{ વ.} \end{array}\right\} :: 40\text{ રૂ.} : \text{ઈષ્ઠ રૂપીઆ.}$$

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{100 \times 400 \times 1 \times 3}{800 \times 3} = \frac{5}{1} = 5.$$

∴ સેંકડે ૫ ટકા, એ જવાબ.

**ઉદા૦ ૮સું.** ૬૨૫ રૂપીઆની છ મહિનામાં સાદા વ્યાજે ૬૫૦ રૂ. રાસ હોય; તો દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર શો?

૬૫૦ રૂ.—૬૨૫ રૂ. = ૨૫ રૂ. એ ૬૨૫ નું ૬ મહિનાનું વ્યાજ

તેથી

$$\left.\begin{array}{l} 625\text{ રૂ.} : 100\text{ રૂ.} \\ 6\text{ મ૦} : 12\text{ મ૦} \end{array}\right\} :: 25\text{ રૂ.} : \text{ઇષ્ટ રૂપીઆ.}$$

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{100 \times 12 \times 25}{625 \times 6} = \frac{4 \times 2}{1} = 8$$

∴ સેંકડે ૮ ટકા, એ જવાબ.

**ઉદા૦ ૯ સું.** દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે ૩૦૦ રૂપીઆ નું તારીખ ૩જી માર્ચથી તેજ સાલની તારીખ ૧૫ મી મે સુધીનું સાદું વ્યાજ કેટલું આવે?

* મુદ્દતના દિવસ ગણવામાં પેહેલો દિવસ છોડી છેવટનો દિવસ લેવાનો વહિવટ છે.

| | |
|---|---|
| માર્ચના દિવસ | ૨૮ |
| એપ્રિલના ,, | ૩૦ |
| મેના ,, | ૧૫ |
| એકંદર દિવસ= | ૭૩ |

* (કોઇ કોઇ જગ્યાએ છેવટનો છોડી પેહેલો લે છે, પરંતુ બંને દિવસ લેવા અથવા બંને છોડવા નહિ.)

$$\left.\begin{matrix} \text{૧૦૦ રૂ.} : \text{૩૦૦ રૂ.} \\ \text{૩૬૫ દિ.} : \text{૭૩ દિ.} \end{matrix}\right\} :: \text{૬ રૂ.} : \text{ઇષ્ટ રૂપીઆ.}$$

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{\text{૩૦૦} \times \text{૭૩} \times \text{૬}}{\text{૧૦૦} \times \text{૩૬૫}} = \frac{\text{૬} \times \text{૩}}{\text{૫}} = \frac{\text{૧૮}}{\text{૫}}$$

$\therefore \frac{\text{૧૮}}{\text{૫}}$ રૂ. = ૩ રૂ. ૯ આ. ૭$\frac{\text{૧}}{\text{૫}}$ પાઈ, એ જવાબ.

**ઉદા૦ ૧૦મું.** એક શાહુકારે એક આસામીને દર વર્ષે દર સેંકડે ૧૦ ટકા પ્રમાણે શ્રાવણ શુદ ૮ ને દિવસે ૫૦૦ રૂપીઆ કરજે આપ્યા, પરંતુ પછી તે આસામી નાદાર છે એમ જાણી તે શાહુકારે ત્યાર પછીના પોશ શુદ ૨એ ૪૮૦ રૂપીઆ પાછા લેવાનું કબુલ કર્યું તો આમ કરવાથી શાહુકારને કેટલું નુકસાન થયું ?

| | | | |
|---|---|---|---|
| શ્રાવણ | મહિનાના | દિવસ | ૨૨ |
| ભાદરવા | ,, | ,, | ૩૦ |
| આસો | ,, | ,, | ૩૦ |
| કારતક | ,, | ,, | ૩૦ |
| માગશર | ,, | ,, | ૩૦ |
| પોસ | ,, | ,, | ૨ |
| એકંદર દિવસ | | = | ૧૪૪ |

$$\left.\begin{matrix} \text{૧૦૦ રૂ.} : \text{૫૦૦ રૂ.} \\ \text{૩૬૦ દિ.} : \text{૧૪૪ દિ.} \end{matrix}\right\} :: \text{૧૦ રૂ.} : \text{ઇષ્ટ રૂપીઆ.}$$

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{\text{૫૦૦} \times \text{૧૪૪} \times \text{૧૦}}{\text{૧૦૦} \times \text{૩૬૦}} = \frac{\text{૫} \times \text{૪}}{\text{૧}} = \text{૨૦}$$

એટલે ૨૦ રૂપીઆ વ્યાજ આવ્યું. આ ઉપરથી શાહુકારે ૫૦૦ રૂ. + ૨૦ રૂ. = ૫૨૦ રૂ. લેવા જોઈએ, પરંતુ તેણે ૪૮૦ રૂપીઆ

લીધા તેથી ૫૨૦ રૂ. —૪૮૦ રૂ. = ૪૦ રૂ. નુકસાન થયું.

∴ ૪૦ રૂપીઆ, એ જવાબ.

**ઉદા૦ ૧૧૬મું.** ૩૩ રૂ. ૫ આ. ૪ પાઇની ૩ વર્ષમાં સાદા વ્યાજે ૩૯ રૂ. ૫ આ. ૪ પાઇ રાસ થઇ, તો ૪૦૦ રૂપીઆની ૪૫૦ રૂપીઆ રાસ તેજ વ્યાજના દરે કેટલાં વર્ષ થશે ?

૩૯ રૂ. ૫ આ. ૪ પાઇમાંથી ૩૩ રૂ. ૫ આ. ૪ પાઇ બાદ કરીએ એટલે બાકી ૬ રૂપીઆ રહે છે. એ ૬ રૂપીઆ ૩૩ રૂ. ૫ આ. ૪ પાઇનું એટલે $\frac{૧૦૦}{૩}$ રૂ. નું ત્રણ વર્ષનું વ્યાજ છે. તેથી

$$\left.\begin{array}{ll}\frac{૧૦૦}{૩}\text{ રૂ.} & : ૧૦૦\text{ રૂ.}\\ ૩\text{ વર્ષ} & : ૧\text{ વર્ષ}\end{array}\right\} : : ૬\text{ રૂપીઆ} : \text{ઇષ્ટ રૂપીઆ.}$$

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{૧\not{૦}\not{૦}\times ૬\times ૧\times \overset{૧}{\not{૩}}}{૧\not{૦}\not{૦}\times \underset{૧}{\not{૩}}} = \frac{૬}{૧} = ૬.$$

∴ સેંકડે ૬ ટકા, એ વ્યાજનો દર આવ્યો.

હવે સેંકડે ૬ રૂ. વ્યાજ પ્રમાણે ૪૦૦ રૂપીઆની ૪૫૦ રૂપીઆ રાસ થવાને કેટલાં વર્ષ લાગે એ કાઢવાનું છે.

૪૫૦ રૂપીઆ—૪૦૦ રૂપીઆ = ૫૦ રૂપીઆ, એ ૪૦૦ રૂપીઆનું વ્યાજ છે, અને વ્યાજ કાયમ હોય તો મુદ્દલ અને મુદ્દત વ્યસ્ત પ્રમાણમાં હોય, માટે પંચરાશી પ્રમાણે

$$\left.\begin{array}{ll}૪૦૦\text{ રૂ. (મુદ્દલ)} & : ૧૦૦\text{ રૂ. (મુદ્દલ)}\\ ૬\text{ રૂ. (વ્યાજ)} & : ૫૦\text{ રૂ. (વ્યાજ)}\end{array}\right\} : : ૧\text{ વર્ષ} : \text{ઇષ્ટ વર્ષ.}$$

$$\therefore \text{ઇષ્ટ વર્ષ} = \frac{૧\not{૦}\not{૦}\times ૧\times \overset{૨૫}{\not{૫}\not{૦}}}{૪\not{૦}\not{૦}\times \underset{૩}{\not{૬}}} = \frac{૨૫}{૪\times ૩} = \frac{૨૫}{૧૨} = ૨\frac{૧}{૧૨}.$$

$\therefore ૨\frac{૧}{૧૨}$ વ. = ૨ વ. ૧ મ. એ જવાબ.

આ ઉદાહરણમાં બે ઉદાહરણનો સમાવેશ થયલો છે. જવાબ કાઢવા સારૂ વ્યાજ નો દર જોઈએ, તે પેહેલા ઉદાહરણપરથી કાઢી લેવો જોઈએ. આજ પ્રમાણે કોઇ જગ્યાએ મુદ્દલ, કોઈ જગ્યાએ મુદ્દત સ્પષ્ટ આપ્યાં ન હોય પણ તે કાઢવા સારૂ ઉદાહરણમાં જોઈતાં પ્રમાણ આપ્યાં હોય છે.

**ઉદા૦ ૧૨મું.** એક શાહુકારે એક આસામીને ૫૦૦ રૂપીઆ ૪ વર્ષના અને બીજાને ૬૦૦ રૂપીઆ ૩ વર્ષના કરારે એકી વખતે અને એકજ વ્યાજના દરે કરજે આપ્યા. બન્ને રકમનું એકંદર સાદું વ્યાજ ૧૯૦ રૂપીઆ થયું, તો વ્યાજનો દર કેટલો?

૫૦૦ રૂપીઆનું ૪ વર્ષનું જેટલું વ્યાજ આવે તેટલુંજ વ્યાજ ૫૦૦ × ૪ = ૨૦૦૦ રૂપીઆનું એક વર્ષનું આવે; આજ પ્રમાણે ૬૦૦ રૂપીઆનું ૩ વર્ષનું વ્યાજ એટલે ૧૮૦૦ રૂપીઆનું એક વર્ષનું વ્યાજ. આ ઉપરથી (૨૦૦૦ રૂ. + ૧૮૦૦ રૂ.) = ૩૮૦૦ રૂપીઆનું એક વર્ષનું વ્યાજ ૧૯૦ રૂપીઆ છે એ ખુલ્લું છે. તેથી

૩૮૦૦ રૂ. (મુ.) : ૧૦૦ રૂ. (મુ.) : : ૧૯૦ રૂ. (વ્યાજ) : ઇષ્ટ રૂ. (વ્યાજ.)

$$\therefore \text{ઇષ્ટ રૂપીઆ} = \frac{\text{૧૦૦} \times \text{૧૯૦}}{\text{૩૮૦૦}} = \frac{\text{૫}}{\text{૧}} = \text{૫}.$$

∴ સેંકડે ૫ ટકા, એ જવાબ.

આના અથવા દોકડાની તેરીખે અમુક મુદ્દતનું વ્યાજ કાઢવું હોય તો દર વરસે દર સેંકડે શો દર થયો તે કાઢીને ઉપર બતાવેલી રીત પ્રમાણે વ્યાજ કાઢી શકાય.

**ઉદા૦ ૧૩મું.** ૧૨ આનાની તેરીખે ૨૦૦ રૂપીઆનું ૪ વર્ષનું વ્યાજ કાઢો.

આમાં ૧૦૦ રૂપીઆનું ૧ મહિનાનું વ્યાજ ૧૨ આના છે, માટે દર વર્ષે દર સેંકડે ૧૨ × ૧૨ = ૧૪૪ આના એટલે ૯ રૂ. થયા. માટે ઉપલી રીત પ્રમાણે વ્યાજ = $\frac{\text{૨૦૦} \times \text{૪} \times \text{૯}}{\text{૧૦૦}}$ = ૭૨ રૂ., જવાબ.

અથવા વર્ષનો દર ન કાઢીએ તો ૧૦૦ રૂ. નું ૧ મહિનાનું વ્યાજ ૧૨ આના એ લેખે ૪ વર્ષનું વ્યાજ નીચે પ્રમાણે કાઢી શકાય.

$$\left.\begin{array}{lcl} \text{૧૦૦ રૂ.} & : & \text{૨૦૦ રૂ.} \\ \text{૧ મ.} & : & \text{૪૮ મ.} \end{array}\right\} : : \text{૧૨ આ.} : \text{ઇષ્ટ આ.}$$

$$\therefore \text{ઇષ્ટ આના} = \frac{\text{૨૦૦} \times \text{૪૮} \times \text{૧૨}}{\text{૧૦૦}} = \text{૧૧૫૨ આ.}$$

$$= \frac{\text{૧૧૫૨}}{\text{૧૬}} \text{ રૂ.} = \text{૭૨ રૂપીઆ, એ જવાબ.}$$

ઉપલી રીતમાં આપેલા મુદ્દલને મુદ્દતે ગુણીએ છીએ. વેપારી લોકો આ રીતે વ્યાજ ગણે છે. મુદ્દતમાં જો મહિનાને ઠેકાણે દિવસ આપ્યા હોય તો દિવસને માસનું રૂપ આપે છે એટલે રૂપીઆના ને દિવસના ગુણાકારને ૩૦ એ ભાગે છે, અને તે ભાગાકાર સાડાસાતનો પા, પંદરનો અડધો એ આંકનો ઉપયોગ કરી ટૂંકાણમાં કરે છે. મહિના ને મુદ્દલ રૂપીઆના ગુણાકારને **'સર'** કહે છે. ઉપલા દાખલામાં **સરનો** ઉપયોગ કરીએ તો વ્યાજ $= \frac{\text{સર}\times\text{તેરીખ}}{૧૦૦}$ આવે. આમાં સેંકડાનું વ્યાજ એટલે તેરીખ આપેલી છે, તેથી ૧૦૦એ ભાગવા પડે છે, પણ દોકડાની તેરીખ એટલે એક રૂપીઆનો એક માસનો દર કહ્યો હોય તો ૧૦૦ ને બદલે ૧એ ભાગવા પડે એટલે સરને તેરીખના દોકડાએ ગુણીએ તેટલા દોકડા વ્યાજ આવે. ૧ દોકડાની તેરીખ હોય તો સર જેટલા દોકડા વ્યાજ થાય, અને તેને ૧૦૦ એ ભાગતાં રૂપીઆ આવે.

**ઉદા૦ ૧૪મું.** એક દોકડાની તેરીખે ૨૫૦ રૂપીઆનું માગશર શુદ ૫થી ફાગણ શુદ ૧૧ સુધીનું વ્યાજ શું થાય ?

આમાં માગશર શુદ ૫થી ફાગણ શુદ ૧૧ સુધી ૩ મહિના ને ૬ દિવસ થયા. માટે વ્યાજ = ૨૫૦ × ૩ = ૭૫૦ સર+૨૫૦ × ૬ = ૧૫૦૦ ના સાડાસાતના પા લેખે ૫૦ સર થયા તે મળી એકંદર ૮૦૦ સર થયા; ને એક દોકડાની તેરીખ છે માટે ૮૦૦ દોકડા એટલે ૮ રૂપીઆ વ્યાજ થયું.

ઉપર કહી ગયા પ્રમાણે એક રૂપીઆનું જેટલા દોકડા વ્યાજ તેટલા રૂપીઆ ૧૦૦ રૂપીઆનું વ્યાજ, માટે વ્યાજનો દર ચાર આના અથવા પા રૂપીઓ, આઠ આના અથવા અડધો રૂપીઓ, બાર આના અથવા પોણો રૂપીઓ કહ્યો હોય તો વ્યવહારમાં પા, અડધો કે પોણો દોકડો બોલવાની રીત છે.

**ઉદા૦ ૧૫મું.** ૮ આનાની તેરીખે ૬૦ રૂપીઆનું ૫ મહિના અને ૬ દિવસનું શું વ્યાજ ?

અહીં મુદ્દલ × મુદત = ૬૦ × ૫ + ૬૦ × $\frac{૬}{૩૦}$ = ૩૧૨ સર થયા. માટે દોકડાની તેરીખે સર જેટલા દોકડા એટલે ૩૧૨ દોકડા વ્યાજ થાય, તેથી ૮ આનાની એટલે ૦।। દોકડાની તેરીખે ૩૧૨ × ૦।। = ૧૫૬ દોકડા એટલે લગભગ રૂ. ૧।।~ વ્યાજ થયું.

**ઉદા૦ ૧૬મું.** જેચંદની પાસે રામદાસના ૩૦૦ રૂ. ૪ વર્ષ, ૨૦૦ રૂ. ૧ વર્ષ, અને ૧૭૫ રૂ. ૬ વર્ષ રહયા તો દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે સૂદ વ્યાજ કેટલું થયું?

આમાં કુલ વ્યાજ = $\frac{૩૦૦×૪×૪}{૧૦૦}+\frac{૨૦૦×૧×૪}{૧૦૦}+\frac{૧૭૫×૬×૪}{૧૦૦}$

$=\frac{૪}{૧૦૦}$(૩૦૦×૪+૨૦૦×૧+૧૭૫×૬)

$= \frac{૪}{૧૦૦}$ ( ૧૨૦૦ + ૨૦૦ + ૧૦૫૦ )

$= \frac{૪}{૧૦૦} × \frac{૨૪૫૦}{૧} = \frac{૯૮૦૦}{૧૦૦}$ = ૯૮ રૂપીઆ, જવાબ.

આ ઉપરથી દેખાઈ આવશે કે ઘણી રકમોનું જુદી જુદી મુદતનું વ્યાજ એકજ તેરીખે કાઢવું હોય તો દરેક મુદ્દલને તેની મુદતે ગુણવા અને એ બધા ગુણાકારોના સરવાળાને આપેલા દરે ગુણી ૧૦૦એ ભાગવા. એક દોકડાની તેરીખ હોય તો ગુણાકાર જેટલાજ દોકડા થશે.

ઘણી રકમોની આપ લે થાય ત્યારે વેપારીઓ તેનું ખાતું પાડી જમા ઉધારનાં પાસાં દોરી આવેલી રકમો જમા તરફ અને આપેલી રકમો ઉધાર તરફ મૂકે છે આવા ખાતાનું વ્યાજ ગણવું હોય તો તેની બે રીત છે. (૧) **સળંગ** રીત. (૨) **પેટાપૂરી** અથવા **કાપતા વ્યાજની** રીત. સળંગ રીતમાં જે મીતિ સુધીને હિસાબ કરવો હોય ત્યાં સુધી આપેલી દરેક રકમની મીતિથી માસ દિવસ ગણીને, તે રકમની લીટી તળે લખી મથાળે સર લખવા અને પેટાપૂરી રીતે ગણવું હોય તો જમા ઉધારની રકમો એક બીજાના પેટામાં સમાસ થઈ જાય તેમ મૂકવી એટલે દરેક રકમનો જેટલો ભાગ સામે પાસેની રકમથી વસુલ થતો હોય તેટલો તેના પેટામાં લખાય છે. અને સામે પાસેની રકમ ત્યાર પછીની જે મીતિએ ભરાઇ

હોય તે મુદત સુધીના માસ દિવસ ગણી તે ભાગની લીટી નીચે મૂકી તેના સર તેને મથાળે લખવા. જે રકમના માસ દિવસ ગણી જે પાસે સર મૂકાયા હોય તેની સામી બાજુએ તે રકમ દિન જમા કે દિન ઉધાર કરી માથે સરને ઠેકાણે મીંડાં મૂકવાં. આ પ્રમાણે પેટાં પૂરતાં પૂરતાં જમા ઉધારની બન્ને પાસાંની રકમો પૂરી થાય ત્યાં સુધી કરવું. ખાતામાંની જમા ઉધાર રકમોની એકંદર બાદબાકી કરતાં જે બાજુએ જેટલી રકમ (મુદ્દલ બાકી) રહે તેટલીજ રકમ છેવટનું પેટું પૂરવામાં તેજ બાજુએ રહે તો પૂરેલાં પેટાં બરોબર છે એમ સમજવું. એ છેવટની પેટાની રકમના માસ દિવસ હિસાબ ચૂકવ્યાની મીતિ સુધી ગણી સર મૂકવા. પેટાની રકમોના સરનો સરવાળો લઇ તે તેમની મુખ્ય રકમને માથે મૂકવો. એમ બધી રકમોના સર મૂક્યા પછી જમા પાસાના સરનો સરવાળો જમા તરફ, ને ઉધાર પાસાના સરનો સરવાળો ઉધાર તરફ લઇ વધારે હોય તેમાંથી ઓછા બાદ કરી બાકી રહે તેને તેરીખે ગુણી વ્યાજ કાઢવું. તેરીખ ટકાની હોય તો ગુણાકાર જેટલા દોકડા વ્યાજ સમજવું, ને તેરીખમાં આના કહ્યા હોય તો ગુણાકાર જેટલી બદામ વ્યાજની સમજવી. વ્યાજ ગણી રહ્યા પછી તેની નીચે તારીજ બનાવવી. તારીજમાં મુદ્દલ બાકી અને વ્યાજ જે બાજુએ રહેલાં હોય તે બાજુએ મૂકવાં. આ રીતે નીચેનું ઉદાહરણ કરી બતાવ્યું છે.

**ઉદા૦ ૧૭મું. શા. જેચંદ પાનાચંદનું નીચેની રકમોનું સંવત ૧૯૫૬ ના સાલનું ખાતું છે તેનું તેજ સાલના આસો વદ 0) સુધીનું આઠ આનાની તેરીખે વ્યાજ ગણો.**

| જ | ઉ |
|---|---|
| ૩૭૫) મહા શુદ ૫ | ૩૨૫) કારતક શુદ ૧ |
| ૪૨૫) અશાડ શુદ ૮ | ૫૫0) શ્રાવણ શુદ ૨ |

વ્યાજ.

| જ | ઉ |
|---|---|
| ૨૯૫) ૩ ૩૭૫) મહા શુદ ૫ | ૧૦૧૮ ૩ ૩૨૫) કારતક શુદ ૧ |
| 0 ૩ા. ૩૨૫) દિ. ઉધાર | મા. ૩-૪ |

10

| જ | ઉ |
|---|---|
| ૨૯૫) રૂ. ૫૦) મા. પા ૧૨ | ૨૨૦) રૂ ૫૫૦) શ્રાવણ શુદ ૨ |
| ૩૪૦) રૂ. ૪૨૫) આષાડ શુદ ૮ | ૦ રૂ. ૫૦)દિ. જમા |
| મા. ૦ા ૯ | ૦ રૂ.૪૨૫)દિ.જમા. |
| ૦ ) રૂ. ૭૫) આસો વદ ૦) | ૨૨૦ રૂ. ૭૫) મા. |
| દિ. ઉધાર | ૨ાા૧૩ |
| ૬૩૫) | ૧૨૩૮ા |
| | ૬૩૫) |
| | ૬૦૩ા છેવટ બાકી સર |
| | ×૦ાા આઠ આનાની તેરીખ છે માટે |
| | ૩૦૧ાા૨ = રૂ. ૩)૦ા વ્યાજ |

## તારીજ.

| જ | ઉ |
|---|---|
| | ૭૫) મુદલ બાકી લેણા. |
| | ૩)૦ા વ્યાજ સર ૬૦૩ા ના આઠ આનાની તેરીખે |
| | ૭૮)૦ા |

આ ઉદાહરણમાં સોથી પેહેલી રકમ રૂ. ૩૨૫) ઉધરી છે, તે કારતક શુદ ૧થી મહા શુદ ૫એ રૂ. ૩૭૫ જમા થયા ત્યાં સુધી રહી. માટે તેના ત્યાં સુધીના માસ ૩ દિ. ૪ ગણી તેની નીચે લખી તેના સર ૧૦૧૮ા થયા તે તેને માથે મૂક્યા છે, અને એ રૂ.૩૨૫ સામે પાસે જમમાં દિન ઉધાર કરી સરને ઠેકાણે માથે મીડું મૂક્યું છે, એનો અર્થ એ કે વ્યાજ ગણવામાં એ રકમના સર ઉધાર બાજુએ ગણાઇ ચૂક્યા છે, એટલે જમા બાજુએ એ રકમના સર નથી.

ત્યાર પછી મહા શુદ ૫એ રૂ.૩૭૫ જમા થયા, તેમાંના રૂ.૩૨૫ કારતક શુદ ૧ ની ઉધારેલી રકમમાં (રૂ.૩૨૫ માં) વળતાં બાકી રૂ.૫૦) રહયા તેનું શ્રાવણ શુદ ૨ સુધીના માસ ૫ા દિન ૧૨નું વ્યાજ ગણવા જમે બાજુએ રૂ.૫૦)ને માથે ૨૯૫ સર મૂકયા; અને એ રૂપીઆના સર જમા બાજુએ અહી ચૂકયા છે તે બતાવવા ઉધાર પાસે દિન જમા બતાવી સરનું મીડું મૂકયું છે.

ત્યાર પછી આષાડ શુદ ૮એ રૂ.૪૨૫) જમા થયા, તેના શ્રાવણ શુદ ૨ સુધીના ઉપર પ્રમાણે માસ દિન ગણી માથે ૩૪૦ સર જમા પાસે મૂકયા; અને એ રકમ પણ જમા બાજુએ ગણાઇ ચૂકી છે તે બતાવવા ઉધાર બાજુએ દિન જમામાં બતાવી છે.

પછી શ્રાવણ શુદ ૨એ રૂ.૫૫૦) નો ઉપાડ થયો છે, તેના પેટામાં રૂ.૫૦) મહા મહિનામાંના અને રૂ.૪૨૫) અષાડમાંના જતાં રૂ.૭૫) રહયા. તેનું વ્યાજ હિસાબ કર્યાની મીતિ સુધીનું એટલે અહીં આસો વદ ૦) સુધીનું ગણવા માસ ૨ાા દિ. ૧૩ ના ૨૨૦ સર મૂકયા અને સામી બાજુએ એ રકમ દિન ઉધાર કરી છે.

ઉધાર બાજુના એકંદર ૧૨૩૮ સર થયા; તેમાંથી જમા બાજુના ૬૩૫) સર જતાં છેવટ બાકી ૬૦૩ સર રહયા. તેનું અડધા ટકાની તેરીખે વ્યાજ ગણ્યું તે રૂ.૦ ૩)૦ા થયું.

છેવટ નીચે તારીજમાં મુદ્દલ બાકી રૂ.૦ ૭૫) તથા વ્યાજ રૂ.૩)૦ા બન્ને ઉધાર પાસે નિકળ્યાં તે તેજ પાસે બતાવ્યાં છે.

આવા દાખલામાં વેપારીઓ કેટલીક વખતે દર મહિને ૦ાા દિવસનું વ્યાજ કાપી આપે છે, કારણ કે ૩૦ ને બદલે ચાંદ્રમાસ ૨૯ાા દિવસનો ગણાય છે. માટે તે દરેક સરમાંથી ન કાપતાં જમા ઉધારની બાદબાકી કરતાં જે સર બાકી રહયો હોય તે ૩૦ દિવસના મહિના પ્રમાણે કાઢેલો સર છે તેના અડધાને ૩૦એ ભાગતાં જે આવે તે સરમાંથી બાદ કરે છે. અને જે બાકી રહે છે તેને ખરો સર ગણે છે. પણ દાખલામાં અડધો દિવસ કાપવાનું ખાસ કહયું ન હોય તો કાપવાનો રિવાજ નથી. જે વર્ષમાં અધિક માસ આવે તે વર્ષમાં અધીક માસનું પણ વ્યાજ ગણાય છે. આ વિષયનો વિશેષ વિચાર દેશીનામાની ચોપડીમાં આપેલો હોય છે.

## ઉદાહરણસંગ્રહ ૩૨.

(૧) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૨ વર્ષનું ૫૦૦ રૂપીઆનું સાદું વ્યાજ કેટલું ?

(૨) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૩½ વર્ષનું ૬૫૦ રૂપીઆનું સાદું વ્યાજ કેટલું ?

(૩) દર વર્ષે દર સેંકડે ૪ ટકા* પ્રમાણે સાદા વ્યાજે ૩ વર્ષની ૭૫૦ પૌંડની રાસ કેટલી થશે?

(૪)દર વર્ષે દર સેંકડે ૪½ ટકા પ્રમાણે ૮૪૦ પૌં. ૫ શિ. ૮ પે. નું ૫ વર્ષનું સાદું વ્યાજ કેટલું?

(૫) દર વર્ષે દર સેંકડે ૫½ ટકા પ્રમાણે ૨½ વર્ષની ૧૨૫૦ પૌં. ૧૦ શિ. મુદ્દલની રાસ કેટલી?

(૬) દર વર્ષે દર સેંકડે ૩॥ રૂ. વ્યાજ પ્રમાણે ૮૬૧ રૂ. ૧૨આ. મુદ્દલની ૧૬ મહિનાની રાસ કેટલી આવે?

(૭) ૫૨૦પૌં. ૧૩શિ. ૪પે. નું ૩½ વર્ષનું દર વર્ષે દર સેંકડે ૪½ ટકા પ્રમાણે સાદું વ્યાજ કેટલું થાય?

(૮) દર વર્ષે દર સેંકડે ૩¾ ટકા પ્રમાણે ૮⅘ વર્ષનું ૧૯૮ પૌં. ૧૫ શિ. નું સાદું વ્યાજ કેટલું થશે?

(૯) ૯૧૪ પૌં. ૧૨ શિ. ૬ પે. મુદ્દલની દર વર્ષે દર સેંકડે ૩⅕ ટકા પ્રમાણે ૩¾ વર્ષની રાસ કેટલી?

(૧૦) દર વર્ષે દર સેંકડે ૪૧ ટકા પ્રમાણે સાદા વ્યાજે ૨$\frac{૧}{૧૭}$વર્ષમાં ૪૫૧ પૌં. ૯ શિ. ૬ પે. મુદ્દલની રાસ કેટલી?

---

* મુદ્દલ પૌંડ હોય ત્યાં તેરીખના ટકા પણ પૌંડમાંજ સમજવા.

(૧૧) ૪૭૬ પૌં. ૧૦ શિ. ૭$\frac{1}{2}$પે. મુદ્દલનું ૪ વર્ષ ૧૧૫ દિવસનું દર વર્ષે દર સેંકડે ૮$\frac{1}{4}$ ટકા પ્રમાણે સાદું વ્યાજ કેટલું?

(૧૨) દર વર્ષે દર સેંકડે ૪$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૩$\frac{1}{3}$ વર્ષના ૫૧૨ પૌં ૧૭ શિ. ૬ પે. મુદ્દલના સાદા વ્યાજમાં અને ૪૩૩ પૌંડ. ૧૨ શિ. ૬ પે. મુદ્દલના દર વર્ષે દર સેંકડે ૨$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૫$\frac{1}{5}$ વર્ષના સાદા વ્યાજમાં તફાવત કેટલો પડે?

(૧૩) દર વર્ષે દર સેંકડે ૪$\frac{1}{2}$ ટકા પ્રમાણે તારીખ ૧લી જાને-વારી સન ૧૮૬૧ થી તે તારીખ ૨૭મી મે સન ૧૮૬૧ સુધીનું ૮૦૮ પૌં. ૬ શિ. ૮ પે. મુદ્દલનું સાદું વ્યાજ કેટલું?

(૧૪) દર વર્ષે દર સેંકડે ૭$\frac{3}{10}$ ટકા પ્રમાણે તારીખ ૪થી જાનેવારી સન ૧૮૩૨થી તારીખ ૫મી અકટોબર સન ૧૮૩૨ સુધીનું ૧૧૫૦ પૌં. ૧૮ શિ. ૪$\frac{4}{11}$ પે. મુદ્દલનું સાદું વ્યાજ કેટલું થશે?

(૧૫) દર વર્ષે દર સેંકડે ૨$\frac{1}{12}$ ટકા પ્રમાણે તારીખ ૬ઠી ફેબ્રુઆરી સન ૧૬૬૪થી ૧૮મી એપ્રિલ સન ૧૬૬૮ સુધીનું ૪૪૨ પૌં. ૧૭શિ. ૬પે. મુદ્દલનું સાદું વ્યાજ કેટલું થશે?

(૧૬) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૩ વર્ષમાં ૪૬૪ પૌં. ૬શિ. ૮પે. રાસ થવાને કેટલા રૂપીઆ મુદ્દલ હોવા જોઇએ?

(૧૭) દર વર્ષે દર સેંકડે ૩$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૨ વર્ષમાં ૨૫ પૌં. ૬ શિ. વ્યાજ થવાને મુદ્દલ રૂપીઆ કેટલા હોવા જોઇએ?

(૧૮) ૪૩૩ પૌં. ૬ શિ. ૮ પે. મુદ્દલની ૨ વર્ષમાં ૪૪૭ પૌં. ૧૫ શિ. રાસ હોવાને દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર કેટલો?

(૧૯) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૪૫૪ પૌંડ ૩શિ. ૪પે. મુદ્દલની ૫૦૦ પૌં. રાસ થવાને કેટલાં વર્ષ લાગે?

(૨૦) દર વર્ષે દર સેંકડે ૨$\frac{૧}{૭}$ ટકા પ્રમાણે ૩$\frac{૧}{૨}$ વર્ષમાં ૮૬ રૂા. ૧૨ આ. વ્યાજ ઉત્પન્ન થવાને મુદ્દલ રૂપીઆ કેટલા હોવા જોઇએ?

(૨૧) દર વર્ષે દર સેંકડે ૩$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે ૫૭૫ પૌં. મુદ્દલનું ૭૧ પૌં. ૧૭ શિ. ૬ પે. વ્યાજ થવાને કેટલાં વર્ષ લાગે?

(૨૨) ૧૦૩૫૦૦ રૂપીઆ મુદ્દલની ૮ વર્ષમા ૧૨૫૫૮૦ રૂપીઆ રાસ થવાને દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર કેટલો?

(૨૩) દર વર્ષે દર સેંકડે ૨$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૧૭૨ પૌં. મુદ્દલના ૨૯ પૌં. ૧૦ શિ. વ્યાજ થવાને કેટલાં વર્ષ લાગે?

(૨૪) દર વર્ષે દર સેંકડે ૪$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૫$\frac{૧}{૩}$ વર્ષમાં ૧૦૬ પૌં. ૧૩ શિ. ૪ પે. રાસ થવાને કેટલા રૂપીઆ મુદ્દલ હોવા જોઈએ.?

(૨૫) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૫૩૭ પૌં ૧૧ શિ. ૯$\frac{૫}{૧૩}$ પે. મુદ્દલના બમણા થવાને કેટલાં વર્ષ લાગે?

(૨૬) દર વર્ષે દર સેંકડે ૩$\frac{૧}{૪}$ ટકા પ્રમાણે તારીખ ૩૦મી જાનેવારી થી તારીખ ૩ ૭ ડિસેંબર સુધીમાં ૧૦ પૌં. ૧૪ શિ. ૯$\frac{૩}{૭૩}$ પે. વ્યાજ થવાને મુદ્દલ રૂપીઆ કેટલા હોવા જોઇએ? (વર્ષના દિવસ ૩૬૫.)

(૨૭) દર મહિને દર સેંકડે $\frac{૫}{૬}$ ટકા પ્રમાણે ૪૭૫૦ પૌં. તારીખ ૨૧મી નવેંબરને રોજ વ્યાજે આપ્યા અને ૩૩ પૌં. ૯ શિ. ૭$\frac{૫}{૭૩}$ પે. વ્યાજ આપ્યું તો તે રકમ કેટલા દિવસ વ્યાજે રહી?

(૨૮) ૭૦૫૦ પૌં. મુદ્દલની તારીખ ૩૦મી અકટોબર સન ૧૮૪૩ થી તારીખ ૩૭ જાનેવારી સન ૧૮૭૬ સુધીમાં ૧૮૪૦૦ પૌં ૧૦ શિ. રાસ થવાને દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર કેટલો ?

(૨૯) જે દરે ૧૭૬ પોં. ૫ શિ. મુદ્દલની ૧૯૭ પૌં. ૮[illegible]શિ. રાસ ૪ વર્ષમાં થાય, તેજ દરે ૧૦૭૫ પૌં. ૧૦ શિ. મુદ્દલની ૧૫૫૯ પૌં. ૯ શિ. ૬ પે. રાસ થવાને કેટલાં વર્ષ લાગે?

(૩૦) એક રકમની દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે પ$\frac{૧}{૨}$ વર્ષમાં ૧૨૨૦ પૌંડ રાસ થાય; તો દર વર્ષે દર સેંકડે ૬$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૮ વર્ષમાં તેજ રકમની કેટલી રાસ થશે?

(૩૧) એક રકમની દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૧૩૯ પૌં. ૨ શિ. ૬ પે. રાસ ૧૫ મહિનામાં થાય તો તે રકમ કઈ?

(૩૨) એક રકમની દર વર્ષે દર સેંકડે ૩$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે ૩$\frac{૧}{૩}$ વર્ષમાં ૪૩૭ પૌં. ૧૦ શિ. રાસ થાય; તો તેજ રકમની તેજ દરે ૫૦૦ પૌંડ રાસ થવાને કેટલાં વર્ષ લાગે?

(૩૩) દર વર્ષે દર સેંકડે ૬ પૌં. વ્યાજે ૯૧૨ પૌં. મુદ્દલની જેટલા દિવસમાં ૧૦૪૮ પૌં. ૧૬ શિ. રાસ થાય, તેટલીજ મુદતમાં બીજી એક રકમની દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૩૬૬ પૌં. ૧૩શિ. ૪ પે. રાસ થાય; તો તે રકમ કઇ?

(૩૪) ૫૦૦૦ પૌં. મુદ્દલની ૧ વર્ષ ૨૧૯ દિવસમાં ૫૪૦૨ પૌં. રાસ થાય; તો૬દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર કેટલો? અને તેજ વ્યાજના દર પ્રમાણે ૮ વર્ષમાં ૪૯૦ પૌં. ૧૨ શિ. ૬ પે. રાસ થવાને મુદ્દલ રૂપીઆ કેટલા જોઇએ?

(૩૫) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૧૨૦ પૌં. મુદ્દલનું ૧૫ પૌં. વ્યાજ થવાને જેટલાં વર્ષ જોઇએ, તેટલાંજ વર્ષમાં ૫૦૦ રૂપીઆ મુદ્દલની ૭૦૦ રૂ. રાસ થાય; તો વ્યાજનો દર કેટલો?

(૩૬) ૬૩૮ પૌંડ મુદ્દલ ૨૫ વર્ષમાં બમણા થાય, તો વ્યાજનો દર કેટલો? અને તે વ્યાજના દરે ૧૪૦ પૌં. ૧૨ શિ. ૬ પે. મુદ્દલની ૧૭૫ પૌં. ૧૦ શિ. રાસ થવાને કેટલાં વર્ષ જોઇએ?

(૩૭) દર વર્ષે દર સેંકડે ૫$\frac{૧}{૩}$ ટકા પ્રમાણે ૩$\frac{૩}{૪}$ વર્ષમાં ૫૦૨ પૌં.

૧૮ શિ. ૪ પે. મુદ્દલની જેટલી રાસ થાય, તેટલીજ રાસ ૪૨૫ પૌંડ મુદ્દલની ૮ વર્ષમાં થવાને દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર શો?

(૩૮) ૮૨૮ પૌં. ૧૧ શિ. ૫$\frac{1}{3}$ પે. મુદ્દલની દર વર્ષે દર સેંકડે ૨$\frac{10}{13}$ દર પ્રમાણે ૪$\frac{1}{3}$ વર્ષમાં જેટલી રાસ થાય તેટલીજ રાસ ૭૨૫ પૌં. મુદ્દલની દર વર્ષે દર સેંકડે ૩$\frac{1}{2}$ ટકા પ્રમાણે થવાને કેટલાં વર્ષ જોઈએ?

(૩૯) દર વર્ષે દર સેંકડે ૪$\frac{1}{2}$ પૌં. વ્યાજ પ્રમાણે ૨$\frac{1}{3}$ વર્ષમાં જે મુદ્દલની ૧૩૭૨ પૌં. રાસ થાય તેજ મુદ્દલની ૪$\frac{1}{2}$ વર્ષમાં ૧૩૩૩ પૌં. ૬ શિ. ૮ પે. રાસ થવાને વ્યાજનો દર કેટલો હોવો જોઇએ?

(૪૦) ૫૦૨ પૌં. ૧૩ શિ. ૪ પે. મુદ્દલની ૩$\frac{1}{3}$ વર્ષમાં ૫૭૮ પૌં. ૧ શિ. ૪ પે. રાસ થવાને વ્યાજનો જે દર જોઈએ, તેજ દરે કઇ રકમની ૧$\frac{1}{3}$ વર્ષમાં ૬૭૮ પૌં. ૮ શિ. રાસ થશે?

(૪૧) દર વર્ષે દર સેંકડે ૨$\frac{1}{4}$ ટકા પ્રમાણે જેટલા દિવસમાં ૧૦૩૩ પૌં. ૬ શિ. ૮ પે. ની ૧૧૦૩ પૌં. ૧ શિ. ૮ પે. રાસ થાય, તેટલાજ વખતમાં દર વર્ષે દર સેંકડે ૪$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૧૮૪૭ પૌં. ૧૦ શિ. મુદ્દલની કેટલી રાસ થશે?

(૪૨) અ એ ૩૦૦ પૌં. ની રકમ ૨ વર્ષના કરારે બને આપી અને ૭૫ પૌં. ની ૪ વર્ષના કરારે કને આપી. તે બન્ને જણે મળી અ ને ૬૦ પૌં. સાદું વ્યાજ આપ્યું તો વ્યાજનો દર કેટલો?

(૪૩) અ ૩૬૦ રૂ. બને અને ૪૮૦ રૂ. કને એકજ વખતે દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે કરજે આપે છે; તો તે બન્નેનું મળી ૭૨ રૂ. વ્યાજ થવાને કેટલાં વર્ષ જોઈએ? અને તે ૭૨ રૂપીઆ વ્યાજમાંથી બ એ કેટલા આપ્યા?

(૪૪) અએ એક દિવસે બને ૫૦૦ રૂ. અને કને કેટલાએક રૂપીઆ દર વર્ષે દર સેંકડે ૮ ટકા પ્રમાણે કરજે આપ્યા; અને ૪ વર્ષ પછી તે બન્નેના મળીને તેને ૨૧૦ રૂપીઆ સાદું વ્યાજ મળ્યું; તો ક ને કેટલા રૂપીઆ આપ્યા હોવા જોઇએ?

(૪૫) એક ખેડૂતને ચૈત્ર વદ ૫એ ૩૨૦ રૂપીઆ દર મહિને દર

સેંકડે ૧ ટકાની તેરીએ વ્યાજે આપ્યા. પછી તેણે આસો શુદ ૨એ ૧૦૦ રૂપીઆ આપ્યા, માગશર વદ ૦) એ ૧૫૦ રૂપીઆ આપ્યા અને પોસ શુદ ૧૫એ પોતાનો હિસાબ ચૂકવી આપ્યો; તો તેણે છેવટની મીતિએ કેટલા રૂપીઆ આપ્યા?

(૪૬) એક શાહુકારે દર વર્ષે દર સેંકડે ૯ ટકા વ્યાજ લેવાનો ઠરાવ કરી એક ઈનામદારને નીચે પ્રમાણે રૂપીઆ વ્યાજે આપ્યા. ચૈત્ર શુદ ૧એ ૧૫૦ રૂ., વૈશાખ શુદ ૩એ ૨૫ રૂ., જેઠ શુદ ૧૫એ ૪૦ રૂ., શ્રાવણ શુદ ૫એ ૭૫ રૂ., ભાદરવા શુદ ૪ એ ૨૭૫ રૂ., ભાદરવા શુદ ૧૪એ ૬૦ રૂપીઆ, ભાદરવા વદ ૯એ ૨૦ રૂ., આસો શુદ ૧એ ૮૦ રૂપીઆ, આસો શુદ ૫એ ૧૫ રૂપીઆ, આસો શુદ ૧૦ એ ૧૦૦ રૂ., આસો શુદ ૧૫એ ૫૦ રૂપીઆ, આસો વદ ૧૪એ ૪૯૦ રૂ., કારતક શુદ ૨એ ૬૨૫ રૂ., અને કારતેક શુદ ૧૫એ ૭૦ રૂપીઆ. પછી તે ઈનામદારે શિવરાત્રી (મહાવદ ૧૩) ને ત્રીજે દિવસે શાહુકારનું સઘળું દેવું ચૂકવી આપ્યું તો તેણે લીધેલા રૂપીઆ કરતાં કેટલા વધારે આપ્યા?

(૪૭) એક રકમની ૫ વર્ષે સાદા વ્યાજે ૬૬૦ રૂ. રાસ થાય અને તેજ રકમની ૮ વર્ષે તેજ દરે ૧૦૫૬ રૂ. રાસ થાય; તો તે રકમ કઇ? અને વ્યાજનો દર કેટલો?

(૪૮) એક શાહુકારે એક આસામીને વૈશાખ શુદ ૧૫ને રોજ ૮૨૫ રૂપીઆ વ્યાજે આપ્યા, તે એવા કરારથી કે તે આસામીએ ભાદરવા શુદ ૧૫એ ૮૫૯ રૂ૦ પાછા આપવા. પરંતુ એ મીતિએ દેવું ચૂકવાયું નહિ; પછી તે આસામીએ મહા વદ ૦)ને દિવસે તે મીતિ સુધીની મુદતનું વ્યાજ માત્ર આણી આપ્યું; તો તે દિવસે શાહુકારે વ્યાજના કેટલા રૂપીઆ લેવા?

(૪૯) એક વેપારીએ દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ચૈત્ર શુદ ૧ને દિવસે એક કલાલને ૧૨૦૦ રૂ. વ્યાજે આપ્યા; તે કલાલે દર મહિને ૧૦૦ રૂપીઆ પ્રમાણે ૧ વર્ષની અંદર દેવું ચૂકવ્યું. ત્યારે છેવટના હપતાના તેને કેટલા રૂપીઆ આપવા પડયા?

(૫૦) એક દુકાનદારે એક શાહુકાર પાસેથી એક દિવસે ૭૦૦ રૂ. વ્યાજે લીધા, અને પછી ૬ મહિને પેહેલા દરથી બમણા દરે

બીજા રૂપીઆ ૩૭૫ લીધા; વર્ષ પૂરૂં થતાંજ ૧૧૬૧ રૂપીઆ આપીને પોતાની બાકી ચૂકતી કરી; તો દર વર્ષે દર સેંકડે વ્યાજનો દર શો હોવો જોઇએ?

## ° ચક્રવૃદ્ધિ વ્યાજ.

૮૪. જ્યારે મુદ્દલપરજ વ્યાજ ગણવામાં આવે છે, ત્યારે તેને સાદું વ્યાજ કહે છે; પણ જ્યારે મુદ્દલનું એક ઠરાવેલી મુદતનું વ્યાજ ગણીને તે મુદ્દલમાં ઉમેરી જે રાસ થાય તે રાસને મુદ્દલ સમજી ત્યાર પછીની મુદતનું વ્યાજ તેનાપર ગણવામાં આવે છે, ત્યારે તે વ્યાજને **ચક્રવૃદ્ધિ વ્યાજ** કહે છે; માટે કોઈ એક રકમનું ચક્રવૃદ્ધિ વ્યાજ કાઢવાનું હોય તો જુદી જુદી ઠરાવેલી મુદતની વ્યાજની રકમો કાઢીને તે સઘળી રકમોનો સરવાળો કરવો; પણ દરેક મુદતનું વ્યાજ ગણતી વખત તેની પેહેલાંની મુદત સુધીની મૂળ મુદ્દલની રાસને મુદ્દલ સમજવી જોઈએ.

**ઉદા૦ ૧લું**. દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૫૦૦ રૂપીઆની ત્રણ વર્ષે ચક્રવૃદ્ધિ વ્યાજે કેટલી રાસ થશે?

૧૦૦ રૂ. (મુ.) : ૫૦૦ રૂ. (મુ) : : ૫રૂ. (વ્યા.) : ઇષ્ટ રૂ.(વ્યા.)

∴ ઇષ્ટ રૂ. વ્યા. = ૨૫; ∴ ૨૫ રૂ. એ પેહેલા વર્ષનું વ્યાજ.

∴ બીજા વર્ષના મુદ્દલ = ૫૦૦ રૂ. + ૨૫ = ૫૨૫ રૂ.

બીજા વર્ષનું વ્યાજ કાઢવાનું, તેટલા માટે ફરી

૧૦૦ રૂ. : ૫૨૫ રૂ. : : ૫રૂ. : ઇષ્ટ રૂપીઆ

∴ ઈષ્ટ રૂપીઆ = ૨૬$\frac{૧}{૪}$; ∴ ૨૬$\frac{૧}{૪}$ રૂ. એ બીજા વર્ષનું વ્યાજ

∴ ત્રીજા વર્ષના મુદ્દલ = ૫૨૫ રૂ. + ૨૬$\frac{૧}{૪}$ રૂ. = ૫૫૧$\frac{૧}{૪}$રૂ.

ત્રીજા વર્ષનું વ્યાજ કાઢવાનું, તે માટે ફરી

૧૦૦ રૂ. : ૫૫૧$\frac{૧}{૪}$ રૂ. : : ૫ રૂ. : ઇષ્ટ રૂપીઆ

∴ ઇષ્ટ રૂપીઆ = ૨૭$\frac{૯}{૧૬}$; ∴ ૨૭$\frac{૯}{૧૬}$રૂ. એ ત્રીજા વર્ષનું વ્યાજ.

∴ ત્રણ વર્ષનું એકંદર વ્યાજ = ૨૫ રૂ. + ૨૬$\frac{૧}{૪}$રૂ.+૨૭$\frac{૯}{૧૬}$ રૂ.

= ૭૮$\frac{૧૩}{૧૬}$રૂ. = ૭૮ રૂ. ૧૩ આ.

∴ ૫૦૦ રૂપીઆની ત્રણ વર્ષની રાસ = ૫૦૦ રૂ. + ૭૮ રૂ. ૧૩ આ. = ૫૭૮ રૂ. ૧૩ આ.

ચક્રવૃદ્ધિ વ્યાજના ઉદાહરણમાં દશાંશ અપૂર્ણાંકનો ઉપયોગ કરવાથી ઉદાહરણ કરવું સહેલું પડે છે. જેમકે,

૧૦૦ રૂ.(મુ.) : ૧ રૂ.(મુ.) : : ૧૦૫ રૂ.(રાસ) : ઇષ્ટ રૂ.(રાસ)

∴ ઇષ્ટ રૂપીઆ = ૧·૦૫

૧·૦૫ રૂ. એ પેહેલા વર્ષની આખરે ૧ રૂપીઆની રાસ. ફરી,

૧ રૂ. : ૧·૦૫ રૂ. : : ૧·૦૫ રૂ.(રાસ) : ઇષ્ટ રૂપીઆ (રાસ).

∴ ઇષ્ટ રૂપીઆ = (૧·૦૫ × ૧·૦૫) = (૧·૦૫)$^{૨}$

∴ (૧·૦૫)$^{૨}$ રૂ. એ બીજા વર્ષની આખરે મુદ્દલના ૧ રૂ. ની રાસ થાય છે. ફરી,

૧ રૂ.:૧(·૦૫)$^{૨}$ રૂ. : : ૧·૦૫ રૂ. (રાસ) : ઈષ્ટ રૂપીઆ (રાસ).

∴ ઇષ્ટ રૂપીઆ = (૧·૦૫)૨×(૧·૦૫)=(૧·૦૫)$^{૩}$

(૧·૦૫)$^{૩}$ રૂ. એ ત્રીજા વર્ષની આખરે મુદ્દલના ૧ રૂ. ની રાસ થાય છે. હવે ૧ ·રૂ. ની ત્રણ વર્ષની રાસ ઉપરથી ૫૦૦ રૂપીઆની ૩ વર્ષની રાસ કાઢવાની, માટે

૧ રૂ. : ૫૦૦ રૂ. : : (૧·૦૫)$^{૩}$ રૂ. (રાસ) : ઇષ્ટ રૂપીઆ (રાસ)

∴ ઇષ્ટ રૂપીઆ = (૧·૦૫)$^{૩}$ × ૫૦૦

અને (૧·૦૫)$^{૩}$×૫૦૦ = ૧·૧૫૭૬૨૫ × ૫૦૦ = ૫૭૮·૮૧૨૫

∴ ૫૭૮·૮૧૨૫ રૂ. = ૫૭૮ રૂ. ૧૩ આ. રાસ, એ જવાબ.

ચક્રવૃદ્ધિ વ્યાજ કાઢવું હોય તો ૫૭૮ રૂ. ૧૩ આ. એ રાસમાંથી ૫૦૦ રૂ. મુદ્દલ બાદ કરવા, જે બાકી રહે તેટલા એટલે ૭૮ રૂ. ૧૩ આ., એ ચક્રવૃદ્ધિ વ્યાજ થયું.

૮૫. આ ઉદાહરણમાં કહેલી રીત પરથી એમ ધ્યાનમાં આવશે કે, એક રૂપીઆની એક વર્ષની રાસના વર્ગ જેટલી એક રૂપીઆની બે વર્ષની રાસ હોય છે; અને એક રૂપીઆની રાસના ઘન જેટલી એક રૂપીઆની ત્રણ વર્ષની રાસ હોય છે. પછી એક રૂપીઆની ચાર વર્ષની રાસ કાઢવાની હોય તો એક રૂપીઆની એક વર્ષની રાસનો ચતુર્ઘાત કરવો પડે. એ પરથી એક રૂપીઆની કેટલાંક વર્ષની રાસ કાઢવી હોય તો જેટલાં વર્ષની રાસ કાઢવાની હોય તેટલાં વર્ષની સંખ્યા જેટલા એક રૂપીઆની એક વર્ષની રાસના ઘાત કરવા. (દરેક વર્ષની આખરે વ્યાજ લેવાનો કરાર હોય તો એક વર્ષની રાસનો ઘાત એમ સમજવું, પણ જો છ મહિનામાં અથવા કોઇપણ બીજી મુદતની આખરે વ્યાજ લેવાનો કરાર હોય તો એક રૂપીઆની છ મહિનાની અથવા બીજી મુદતની રાસનો ઘાત એમ સમજવું).

જ્યારે અમુક મુદતની આખરે વ્યાજ આપવાનો કરાર છે એમ કહ્યું ન હોય ત્યારે વ્યાજ ગણવાની મુદત એક વર્ષ છે એમ સમજવું.

એક વર્ષનું સાદું વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ સરખુંજ હોય છે; કારણ ઠરેલી મુદતે મુદતનું વ્યાજ વસૂલ ન થાય તો ચક્રવૃદ્ધિ વ્યાજ ગણવાનો પ્રસંગ આવે છે.

ઉપર આપેલું ઉદાહરણ નીચે આપેલી રીતે કરીએ તો ટૂંકામાં થઈ શકે છે.

૧૦૦ રૂા. (મુ.) : ૧ રૂા. (મુ.) : : ૧૦૫ રૂા. (રાસ) : ઈષ્ટ રૂા. (રાસ).

∴ ઈષ્ટ રૂા. = ૧·૦૫.

∴ ૧·૦૫ રૂા., એ ૧ રૂપીઆંની ૧ વર્ષની રાસ.
× ૧·૦૫

૫૨૫
૧૦૫

૧·૧૦૨૫ રૂા., એ ૧ રૂપીઆની ૨ વર્ષની રાસ,
×૧·૦૫

૫૫૧૨૫
૧૧૦૨૫

૧·૧૫૭૬૨૫ રૂા., એ ૧ રૂપીઆની ૩ વર્ષની રાસ.
× ૫૦૦

૫૭૮·૮૧૨૫ રૂા., એ ૫૦૦ રૂા.ની ૩ વર્ષની રાસ.

·૮૧૨૫ રૂા. = ·૮૧૨૫×૧૬ આ. = ૧૩ આ.

∴ ૫૭૮ રૂા. ૧૩ આ. એ ૫૦૦ રૂપીઆની ૩ વર્ષની રાસ છે.

**ઉદા૦ ૨જું.** દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે ૨૦૦૦ રૂપીઆનું ૨$\frac{1}{3}$ વર્ષમાં ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે?

૧ રૂપીઆંની બે વર્ષની $(૧·૦૬)^{૨}$રાસ થાય છે. એ રાસની બીજી $\frac{1}{3}$ વર્ષની કેટલી રાસ થશે એ કાઢવાનું છે; એક રૂપીઆનું ૧ વર્ષમાં ·૦૬ રૂા. વ્યાજ આવે, તેથી $\frac{1}{3}$ વર્ષનું ·૦૬ રૂા. ÷ ૩ = ·૦૨ રૂા. વ્યાજ થાય; માટે ૧ રૂપીઆની $\frac{1}{3}$ વર્ષની ૧·૦૨ રૂા. રાસ થાય છે, તેથી ત્રિરાશીની રીતે,

$१$ રૂ. : $(१\cdot०६)^२$ રૂ. : : ૧·૦૨ રૂ. (રાસ) : ૯૪ રૂ. (રાસ)

∴ ૯૪ રૂ. = $(\cdot१०६)^२ \times १\cdot०२$.

∴ $(१\cdot०६)^२ \times १\cdot०२$ રૂ. એ ૧ રૂા. ની $२\frac{१}{३}$ વર્ષની રાસ.

∴ $(१\cdot०६)२ \times (१\cdot०२) \times २०००$ રૂા. = ૧·૧૪૬૦૭૨ ×૨૦૦૦ રૂા.

= ૨૨૯૨·૧૪૪ રૂા. એ ૨૦૦૦ રૂા.ની $२\frac{१}{३}$ વર્ષની રાસ.

∴ ૨૨૯૨·૧૪૪ રૂા.–૨૦૦૦ રૂા. = ૨૯૨·૧૪૪ રૂા. એ વ્યાજ.

·૧૪૪ રૂા. = ૨ આ. $३\frac{८२}{१२५}$ પાઈ.

∴ ૨૯૨ રૂા. ૨ આ. $३\frac{८२}{१२५}$ પાઇ, એ જવાબ.

૮૬. આમાં $२\frac{१}{३}$ વર્ષની રાસ કાઢવાની હતી, માટે પેહેલાં ૨ વર્ષની રાસ કાઢી પછી તે રાસની બીજી $\frac{१}{३}$ વર્ષની કેટલી રાસ થશે, તે જોતાં (૧·૦૬ × ૧·૦૬ × ૧·૦૨) રૂા. એટલે (૧·૦૨ × ૧·૦૬ × ૧·૦૬) રૂા. થશે એમ સમજાઇ આવ્યું. આ પરથી એમ ધ્યાનમાં આવશે કે, ૧ રૂપીઆની $२\frac{१}{३}$ વર્ષની રાસ કાઢવાની હોય તો પેહેલાં ૧ રૂપીઆની $\frac{१}{३}$ વર્ષની રાસ કાઢી તે રાસની પછીનાં બે વર્ષની રાસ કાઢીએ તો જવાબમાં ભૂલ આવશે નહિ. આ પરથી એવો સાધારણ નિયમ નિકળે છે કે, એક રૂપીઆનાં કેટલાંએક પૂરાં વર્ષને અધૂરાં વર્ષ મળીને થનારાં વર્ષની રાસ કાઢવાની હોય તો અધૂરાં વર્ષની રાસ પેહેલાં કાઢી તે રાસની પછીનાં પૂરાં વર્ષની રાસ કાઢવી. આ નિયમ ધ્યાનમાં રાખવાજોગ છે; કારણ એજ નિયમ પ્રમાણે આગળ ૯મું ઉદાહરણ કરેલું છે.

ઉદા૦ ૩જું. દર છ મહિને વ્યાજ આપવાનો કરાર હોય તો દર વર્ષે દર સેંકડે ૮ ટકા પ્રમાણે ૫૦૦ રૂા. ની બે વર્ષની કેટલી રાસ થશે?

આમાં વ્યાજ આપવાની મુદ્દત છ મહિનાની છે, તેટલા માટે એવી મુદ્દત ૨ વર્ષમાં ૪ થાય છે; તેથી ૧ રૂપીઆની છ મહિનાની રાસ નો ચતુર્ઘાત કરવો જોઈએ. અને છ માસે વ્યાજ ૪ ટકા થાય છે, માટે ૧·૦૪ એ ૧ રૂપીઆની ૬ મહિનાની રાસ.

∴ ૧·૦૪
× ૧·૦૪
૪૧૬
૧૦૪
૧·૦૮૧૬ રૂા. એ ૧ રૂપીઆની ૧ વર્ષની રાસ.
× ૧·૦૪
૪૩૨૬૪
૧૦૮૧૬
૧·૧૨૪૮૬૪

∴ ૧·૧૨૪૮૬૪ રૂા. એ ૧ રૂપીઆની ૧$\frac{૧}{૨}$ વર્ષની રાસ.
×૧·૦૪
૪૪૯૯૪૫૬
૧૧૨૪૮૬૪
૧·૧૬૯૮૫૮૫૬ રૂા. એ ૧ રૂપીઆની ૨ વર્ષની રાસ.
×૫૦૦૦

૫૮૪૯·૨૯૨૮ રૂા. એ ૫૦૦૦ રૂા. ની ૨ વર્ષની રાસ.

·૨૯૨૮ રૂા. = ૪·૬૮૪૮ આ.

·૬૮૪૮ આ. = ૮·૨૧૭૬ પાઇ.

·૨૧૭૬ પા. = $\frac{૨૧૭૬}{૧૦૦૦૦}$ પાઇ = $\frac{૧૩૬}{૬૨૫}$ પાઇ.

∴ ૫૮૪૯ રૂા. ૪ આ. ૮$\frac{૧૩૬}{૬૨૫}$ પાઈ, એ જવાબ.

ઉદાo ૪થું. દર વર્ષે દર સેંકડે ૬ ટકા પ્રમાણે ૩ વર્ષમાં કોઇ એક રકમનું ૧૦૬ પૌંડ ૨ શિ. ૪$\frac{૪}{૫}$ પે. ચક્રવૃદ્ધિ વ્યાજ થાય; તો તે રકમ કઇ?

૧·૦૬ પૌં. એ ૧ પૌં. ની ૧ વર્ષની રાસ.

×૧·૦૬

૧·૧૨૩૬ પૌં. એ ૧ પૌં. ની ૨ વર્ષની રાસ.

×૧·૦૬

૧·૧૯૧૦૧૬ પૌં. એ ૧ પૌંડની ૩ વર્ષની રાસ.

એમાંથી ૧ પૌંડ મુદ્દલ બાદ કરતાં બાકી ·૧૯૧૦૧૬ પૌંડ રહે છે.

∴ ·૧૯૧૦૧૬ પૌંડ એ ૧ પૌંડનું ત્રણ વર્ષનું વ્યાજ છે.

·૧૯૧૦૧૬ પૌં. $= \frac{૨૩૮૭૭}{૧૨૫૦૦૦}$ પૌં. અને

૧૦૬ પૌં. ૨ શિ. $૪\frac{૪}{૫}$ પે. $= ૧૦૬\frac{૩}{૨૫}$ પૌં. $= \frac{૨૬૫૩}{૨૫}$ પૌં.

તેથી ત્રિરાશીની રીતે

$\frac{૨૩૮૭૭}{૧૨૫૦૦૦}$ પૌં. : $\frac{૨૬૫૩}{૨૫}$ પૌં. : : ૧ પૌં. (મુ.) : ઈષ્ટ પૌં. (મુદ્દલ)

ઈષ્ટ પૌં. $= \frac{૨૬૫૩ \times ૧૨૫૦૦૦}{૨૫ \times ૨૩૮૭૭} = \frac{૧ \times ૫૦૦૦}{૧ \times ૯} = \frac{૫૦૦૦}{૯}$

∴ ઈષ્ટ મુદ્દલ $= \frac{૫૦૦૦}{૯}$ પૌં. = ૫૫૫ પૌં. ૧૧ શિ. $૧\frac{૧}{૩}$ પે એ જવાબ.

ઉદા૦ ૫મું. દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે કોઈ એક રકમની ૨ વર્ષે ચક્રવૃદ્ધિ વ્યાજે ૬૪૮ પૌં. ૧૯ શિ. $૨\frac{૨}{૫}$ પે. રાસ થાય છે; તો તે રકમ કઇ ?

૧·૦૪ પૌં. એ ૧પૌંડની ૧ વર્ષની રાસ.

×૧·૦૪

૧·૦૮૧૬ પૌં. એ ૧ પૌં. ની ૨ વર્ષની રાસ,

અને ૬૪૮ પૌં. ૧૯ શિ. $૨\frac{૨}{૫}$ પે. = ૬૪૮·૯૬ પૌં.

તેથી ત્રિરાશીની રીતે,

૯·૦૮૧૬ પૌં. : ૬૪૮·૯૬ પૌં. : : ૧ પૌં. (મુ) : ઈષ્ટ પૌં. (મુદ્દલ)

∴ ઈષ્ટ પૌં. = ૬૦૦ ∴ ૬૦૦ પૌં., એ જવાબ.

**ઉદા૦ ૬ઠું.** દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે કેટલાં વર્ષે ૧૦૦૦ પૌંડની ચક્રવૃદ્ધિ વ્યાજ લેખે ૧૧૨૪ પૌંડ ૧૭ શિ. ૩$\frac{૯}{૨૫}$ પે. રાસ થશે?

૧૧૨૪ પૌં. ૧૭ શિ. ૩$\frac{૯}{૨૫}$ પે. = ૧૧૨૪·૮૬૪ પૌં. માટે ત્રિરાશીએ

૧૦૦૦ પૌંડ : ૧ પૌં. : : ૧૧૨૪·૮૬૪ પૌં. (રાસ) : ઈષ્ટ પૌં. (રાસ)

∴ ઈષ્ટ પૌં. = ૧·૧૨૪૮૬૪ (એ ૧ પૌંડની ઈષ્ટ વર્ષની રાસ.)

હવે સેંકડે ૪ ટકા પ્રમાણે ૧ પૌંડની ૧ વર્ષે ૧·૦૪ પૌંડ રાસ થાય છે. તેથી ૧ પૌંડની ૧·૧૨૪૮૬૪ પૌં. રાસ થવાને એક વર્ષ કરતાં વધારે વખત લાગ્યો હોવો જાઈએ, અને જે કારણસર એક પૌંડની એક વર્ષે ૧·૦૪ પૌંડ, એટલે ૧ ની ૧·૦૪ગણી રાસ થાય છે, તે કારણસર કોઇ પણ મુદ્દલની એક વર્ષે તે મુદ્દલની ૧·૦૪ગણી જેટલી રાસ થશે માટે એક પૌંડની ઈષ્ટ વર્ષની રાસને ૧·૦૪એ ભાગતાં જે ભાગાકાર આવે તે ભાગાકાર એક પૌંડની ઈષ્ટ વર્ષ કરતાં એક ઓછાં વરસની રાસ થશે; માટે,

```
૧·૦૪) ૧·૧૨૪૮૬૪ (૧·૦૮૧૬
       ૧ ૦૪
       ------
          ૮૪૮
          ૮૩૨
          ----
           ૧૬૬
           ૧૦૪
           ----
           ૬૨૪
           ૬૨૪
           ----
           ૦૦૦
```

∴ ૧·૦૮૧૬ પૌં. એ ઈષ્ટ વર્ષા કરતાં એક ઓછાં વરસની ૧ પૌંડની રાસ છે, અને જે કારણસર એ રાસ એક વર્ષની રાસ કરતાં એટલે ૧·૦૪ પૌંડ કરતાં વધારે છે, તે કારણસર એ રાસને ૧·૦૪ એ ભાગતાં જે ભાગાકાર આવે તે ભાગાકાર એક પૌંડની ઈષ્ટ વર્ષા કરતાં ૨ ઓછા વર્ષની રાસ આવશે. માટે,

$$૧\cdot૦૪)\ ૧\cdot૦૮૧૬\ (૧\cdot૦૪$$

૧ ૦૪

૪૧૬
૪૧૬

૦૦૦

∴ ૧·૦૪ પૌંડ. એ ૧ પૌંડની ઇષ્ટ વર્ષો કરતાં ૨ ઓછાં વર્ષની રાસ છે; પરંતુ ૧·૦૪ પૌંડ એ ૧ પૌંડની ૧ વર્ષની રાસ છે અને જે કારણસર એ રાસ ઇષ્ટ વર્ષો કરતાં ૨ ઓછાં વર્ષની રાસ છે, તે કારણ સર ઇષ્ટ વર્ષોની સંખ્યા ૩ છે.

∴ ૩ વર્ષ, એ જવાબ.

**ઉદા૦ ૯મું.** દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૧૫૦૦ પૌંડની ચક્રવૃદ્ધિ વ્યાજે ૧૭૫૮ પૌં. ૨ શિ. ૧૦ $\frac{૫}{૧૬}$ પેં. રાસ કેટલાં વર્ષે થશે.

૧૭૫૮ પૌં. ૨ શિ. ૧૦ $\frac{૫}{૧૬}$ પે. = ૧૭૫૮·૧૪૨૯૬૮૭૫ પૌંડ.

૧૫૦૦ પૌંડની કેટલાંક વર્ષે ૧૭૫૮·૧૪૨૯૬૮૭૫ પૌંડ રાસ થાય છે; એ ઉપરથી તેટલાંજ વર્ષે ૧ પૌંડની રાસ કેટલી થશે તે કાઢવાનું છે, માટે ત્રિરાશી પ્રમાણે

૧૫૦૦પૌં. : ૧ પૌં. : : ૧૭૫૮·૧૪૨૯૬૮૭૫ પૌં. (રાસ) : ઇષ્ટપૌંડ.
(એક પૌંડની ઇષ્ટ વર્ષની રાસ).

∴ ૧ પૌંડની ઇષ્ટ વર્ષોની રાસ = ૧·૧૭૨૦૯૫૩૧૨૫ પૌંડ.

દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૧ પૌંડની ૧ વર્ષની રાસ ૧·૦૫ પૌંડ થાય છે; એના કરતાં ઉપલી રાસ વધારે છે, માટે (૮ મા ઉદાહરણમાં કહેલા કારણ મુજબ) ઉપર આવેલી રાસને ૧·૦૫ એ ભાગીએ તો ૧·૧૧૬૨૮૧૨૫ એટલો ભાગાકાર આવે છે.

∴ ૧·૧૧૬૨૮૧૨૫ પૌંડની ઇષ્ટ વર્ષ કરતાં ઓછાં વર્ષોની રાસ થાય છે અને એ રાસ ૧·૦૫ પૌંડ કરતાં મોટી છે, માટે એ રાસને ૧·૦૫ એ ફરી ભાગીએ તો ૧·૦૬૩૧૨૫ એટલો ભાગાકાર આવે છે.

∴ ૧·૦૬૩૧૨૫ પૌંડ એ ૧ પૌંડની ઇષ્ટ વર્ષ કરતાં બે ઓછાં વર્ષની રાસ થાય છે અને એ રાસ ૧·૦૫ પૌંડ કરતાં મોટી છે, માટે

એ રાસને ૧.૦૫ એ ફરી ભાગીએ તો ૧.૦૧૨૫ જેટલો ભાગાકાર આવે છે.

∴ ૧.૦૧૨૫ પૌંડ એ ૧ પૌંડની ઈષ્ટ વર્ષ કરતાં ૩ ઓછાં વર્ષની રાસ થાય છે; પણ હવે ૧.૦૧૨૫ પૌંડની રાસ ૧.૦૫ પૌંડની રાસ કરતાં ઓછી છે, માટે ૧.૦૧૨૫ પૌંડ એ રાસ એક વર્ષ કરતાં ઓછી મુદ્દતની છે એટલે ૧ વર્ષના કોઈ પણ એક ભાગ જેટલી મુદ્દતની છે; માટે ૧ પૌંડની ૩ વર્ષ અને એક વર્ષનો કોઈ ભાગ મળીને જે મુદ્દત થાય તેટલી મુદ્દતની ૧.૧૭૨૦૯૫૩૧૨૫ પૌંડ એ રાસ છે. હવે ઉદાહરણ ૧લા અને ૨જામાં કહ્યા પ્રમાણે એમ સિદ્ધ થાય છે કે ૧ પૌંડની ૧ વર્ષના કોઈ ભાગ જેટલી મુદ્દતમાં જે રાસ થાય છે તે રાસની એટલે ૧.૦૧૨૫ પૌંડની ૩ વર્ષે ૧.૧૭૨૦૯૫૩૧૨૫ પૌંડ રાસ થાય છે; માટે ૧ પૌંડની એક વર્ષ કરતાં કાંઈક ઓછી મુદ્દતની પ્રથમ આવેલી રાસ ૧.૦૧૨૫ પૌંડ છે તેમાંથી ૧ પૌંડ મુદ્દલ બાદ જતાં બાકી .૦૧૨૫ પૌંડ રહેછે; તે બાકી ૧ પૌંડનું કઇ મુદ્દતનું વ્યાજ છે તે ત્રિરાશીએ કાઢી શકાશે; કારણ દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૧ પૌંડનું .૦૫ પૌં. વ્યાજ આવે છે એ જાણીએ છીએ; માટે ત્રિરાશી પ્રમાણે

.૦૫ પૌં. : .૦૧૨૫ પૌં. : : ૧ વર્ષ : ઇષ્ટ વર્ષ.

∴ ઇષ્ટ વર્ષ = .૨૫ = $\frac{1}{4}$

∴ $\frac{1}{4}$ વર્ષ અથવા ૩ મહિના એ વર્ષનો ભાગ સમજાયો.

∴ ઇષ્ટ મુદ્દત ૩ વર્ષ અને ૩ મહિના છે.

∴ ૩ વર્ષ અને ૩ મહિના, એ જવાબ.

૮૭. આ ઉપર કહેલી રીતપરથી ચક્રવૃદ્ધિ વ્યાજમાં મુદ્દત કાઢવાની રીત નીચે પ્રમાણે છે:—

મુદ્દલ અને રાસ એ પરથી ઇષ્ટ મુદ્દતની ૧ પૌંડની રાસ ત્રિરાશીથી કાઢવી. પછી ૧ પૌંડની ૧ વર્ષની રાસ કાઢવી. જો ૧ પૌંડની ઈષ્ટ મુદ્દતની રાસ ૧ પૌંડની ૧ વર્ષની રાસ કરતાં વધારે હોય તો તે ઇષ્ટ મુદ્દતની રાસને ૧ વર્ષની રાસે ભાગવી અને ભાગાકાર ૧ પૌંડની ૧ વર્ષના રાસ કરતાં વધારે આવે તો ફરી તે ભાગાકારને ૧ વર્ષની રાસે ભાગવો. એ પ્રમાણે ભાગાકાર ૧ આવે ત્યાં સુધી કર્યા જવું. જેટલી વખત ભાગવા

પડે તેટલાં વર્ષ ગણવાં. પણ છેવટનો ભાગાકાર ૧ વર્ષની રાસ કરતાં ઓછો આવે તો એ છેવટના ભાગાકારની પેહેલાં જેટલી વખત ૧ પૌંડની ૧ વર્ષની રાસે ભાગવા પડયા હોય તેટલાં પૂરાં વર્ષ ગણવાં. પછી છેવટના ભાગાકારપરથી વર્ષનો કેટલામો ભાગ તે શોધી કાઢવું. છેવટનો ભાગાકાર એ ૧ પૌંડની ૧ વર્ષ કરતાં ઓછી મુદ્દતની રાસ છે માટે તેમાંથી ૧ પૌંડ મુદ્દલ બાદ જતાં બાકી રહે તે ૧ પૌંડનું વ્યાજ છે. તે વ્યાજ કઇ મુદ્દતનું છે તે ત્રિરાશીથી કાઢવું.

૮મા ઉદાહરણમાં ૧ પૌંડની ૧ વર્ષની રાસ ૧·૦૪ પૌંડ છે. એ રાસે ત્રણ વખત ભાગતાં છેવટનો ભાગાકાર ૧ આવે, માટે ૩ વર્ષ એ જવાબ આવ્યો.

૯મા ઉદાહરણમાં ૧ પૌંડની ૧ વર્ષની રાસ ૧·૦૫ પૌંડ છે, તેણે ઇષ્ટ મુદ્દતની ૧ પૌંડની રાસને ૩ વખત ભાગી પછી ચોથી વખત ભાગાકાર કર્યો હોત તો ૧ કરતાં ઓછો આવત, માટે ઇષ્ટ મુદ્દતનાં વર્ષોમાં પૂરો આંકડો ૩ ગણ્યો. ત્રીજી વખત ભાગાકાર ૧·૦૧૨૫ પૌંડ આવ્યો તેમાં ·૦૧૨૫ પૌંડ ૧ પૌંડનું વ્યાજ છે, તે વ્યાજ ત્રિરાશીએ ૩ મહિનાનું છે એમ બતાવ્યું એટલે એકંદર ૩ વર્ષ અને ૩ મહિના એ જવાબ આવ્યો.

**ઉદા૦ ૧૦મું.** દર વર્ષે દર સેંકડે ૭ ટકા પ્રમાણે કોઈ એક રકમના બે વર્ષના સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં તફાવત ૬૧ રૂ. ૯ આ. પડે છે. તો તે રકમ કઇ ?

ઇષ્ટ રકમ ૧ રૂપીઓ છે એમ ધારીએ તો તે રકમની બે વર્ષે ચક્રવૃદ્ધિ વ્યાજે રાસ થાય છે તેઃ—

૧·૦૭ રૂ. એ ૧ રૂ. ની ૧ વ. ની રાસ.

×૧·૦૭

૭૪૯

૧૦૭

૧·૧૪૪૯ રૂ. એ ૧ રૂ. ની ૨ વર્ષની રાસ.

એ રાસમાંથી ૧ રૂ. મુદ્દલ બાદ જતાં બાકી ·૧૪૪૯ રૂ. રહે છે, તે ૧ રૂ. નું ૨ વર્ષનું ચક્રવૃદ્ધિ વ્યાજ થાય;

અને ·૦૭ રૂ. એ ૧ રૂ.નું ૧ વ.નું સાદું વ્યાજ

∴ ·૧૪ રૂ. એ ૧ રૂ. નું ૨ વ.નું સાદું વ્યાજ.

હવે ૧ રૂ. નુ ૨ વર્ષનું ચક્રવૃદ્ધિ વ્યાજ ·૧૪૪૯ રૂ. છે અને સાદું વ્યાજ ·૧૪ રૂ. છે; આ બે પ્રકારના વ્યાજમાં તફાવત ·૧૪૪૯ રૂ. — ·૧૪ રૂ. = ·૦૦૪૯ રૂ. છે.

અને ઉદાહરણમાં ૬૧ રૂ. ૪ આ. = ૬૧·૨૫ રૂ. તફાવત આપેલ છે. તેથી ત્રિરાશીપ્રમાણે

·૦૦૪૯ રૂ. : ૬૧·૨૫ રૂ. : : ૧ રૂ. : ઇષ્ટ રૂપીઆ.

∴ ઇષ્ટ રૂપીઆ = ૧૨૫૦૦

∴ ૧૨૫૦૦ રૂ. મુદ્દલ, એ જવાબ.

**ઉદા૦ ૧૧મું.** કોઇ એક રકમની બે વર્ષમાં ચક્રવૃદ્ધિ વ્યાજે ૨૩૩૨ પૌં. ૧૬ શિ. રાસ થાય છે અને ૩ વર્ષમાં ૨૫૧૯ પૌં. ૮ શિ. ૫$\frac{૧૯}{૨૫}$ પે. રાસ થાય છે, તો તે રકમ કઈ?

ત્રીજાં વર્ષનું મુદ્દલ એટલે પેહેલાં બે વર્ષની રાસ તેથી ૨૫૧૯ પૌં. ૮ શિ. ૫$\frac{૧૯}{૨૫}$ પે. — ૨૩૩૨ પૌં. ૧૬ શિ. = ૧૮૬ પૌં. ૧૨ શિ. ૫$\frac{૧૯}{૨૫}$ પે. એ ૨૩૩૨ પૌં. ૧૬ શિ. નું ૧ વર્ષનું વ્યાજ આવ્યું. એ ઉપરથી ત્રિરાશીથી વ્યાજનો દર કાઢવો.

૨૩૩૨ પૌં. ૧૬ શિ. = $\frac{૧૧૬૬૪}{૫}$ પૌં.

અને ૧૮૬ પૌં. ૧૨ શિ. ૫$\frac{૧૯}{૨૫}$ પે. = $\frac{૨૩૩૨૮}{૧૨૫}$ પૌંડ. તેથી

$\frac{૧૧૬૬૪}{૫}$ પૌં. : ૧૦૦ પૌં. : : $\frac{૨૩૩૨૮}{૧૨૫}$ પૌં. : ઇષ્ટ પૌંડ.

ઇષ્ટ પૌંડ = ૮ ∴ સેંકડે ૮ ટકા, એ વ્યાજનો દર.

હવે વ્યાજનો દર સમજાયો એટલે મૂળ કઇ રકમની (મુદ્દલની) બે વર્ષમાં ચક્રવૃદ્ધિ વ્યાજે ૨૩૩૨ પૌં. ૧૬ શિ. અથવા ત્રણ વર્ષે ૨૫૧૯ પૌં. ૮ શિ. ૫$\frac{૧૯}{૨૫}$ પે. રાસ થશે એ ચોથા ઉદાહરણ પ્રમાણે કાઢી શકાશે, તેમ કરવાથી જવાબ ૨૦૦૦ પૌં. છે એ સમજાઇ આવશે.

## ઉદાહરણસંગ્રહ ૩૩.

(૧) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૩ વર્ષનું ૧૦૦૦ રૂપીઆનું ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું ?

(૨) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૨ વર્ષમાં ૬૧૦ પૌં. ૧૫ શિ. મુદ્દલની રાસ કેટલી થશે ?

(૩) ૩૩૩ પૌંડ ૬ શિ. ૮ પે. મુદ્દલનું દર વર્ષે દર સેંકડે ૧૦ ટકા પ્રમાણે ૪ વર્ષનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું આવશે ?

(૪) દર વર્ષે દર સેંકડે $૪\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૨ વર્ષમાં ૧૦૦૦ પૌંડ મુદ્દલનું ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે ?

(૫) દર વર્ષે દર સેંકડે $૩\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૩ વર્ષમાં ૧૦૦૦૦ રૂપીઆની રાસ કેટલી થશે ?

(૬) ૧૫૦૦૦ પૌંડની ૩ વર્ષમાં દર વર્ષે દર સેંકડે $૨\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે રાસ કેટલી થશે ?

(૭) દર વર્ષે દર સેંકડે ૨૦ ટકા પ્રમાણે ૫ વર્ષમાં ૬૬૬૬ પૌં. ૧૩ શિ. ૪ પે. મુદ્દલનું ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે ?

(૮) દર વર્ષે દર સેંકડે ૩ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૩ વર્ષમાં ૯૫૫૦ પૌંડ મુદ્દલની રાસ કેટલી થશે ?

(૯) ૪૫૦૦ પૌંડ મુદ્દલનું ૩ વર્ષમાં દર વર્ષે દર સેંકડે $૩\frac{૧}{૩}$ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું આવશે ?

(૧૦) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૬ વર્ષમાં ૨૪૦૦૦૦ પૌંડ મુદ્દલની રાસ કેટલી થશે ?

(૧૧) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે $૧\frac{૧}{૨}$

વર્ષમાં ૬૦૦૦ પૌંડ મુદ્દલની રાસ કેટલી? (વ્યાજ દરેક ત્રણ મહિને ગણવાને ઠરાવ છે.)

(૧૨) દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે ૨ વર્ષના ૨૦૦ પૌંડ મુદ્દલના સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં કેટલો તફાવત પડે?

(૧૩) अ દર વર્ષે દર સેંકડે ૧૦ ટકા પ્રમાણે સાદા વ્યાજે ૩ વર્ષની મુદ્દતે ब ને ૮૦૦ પૌંડની રકમ વ્યાજે આપે છે અને તેટલીજ રકમ, તેટલીજ મુદ્દતસુધી તેજ દરે પણ ચક્રવૃદ્ધિ વ્યાજે क ને આપે છે; તો આથી ब ને કેટલો ફાયદો પડશે?

(૧૪) अ એ ૫૦૦ પૌંડની રકમ દર વર્ષે દર સેંકડે ૪ ટકા પ્રમાણે સાદા વ્યાજે ચાર વર્ષની મુદ્દતે વ્યાજે આણી. ब એ તેટલીજ રકમ દર વર્ષે દર સેંકડે ૮ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૨ વર્ષની મુદ્દતે વ્યાજે આણી; તો બન્ને રકમની રાસમાં શો તફાવત પડે.

(૧૫) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે એક રકમની બે વર્ષની રાસ ૧૧૦૨૫ પૌંડ થઇ; તો તે રકમ કઇ?

(૧૬) એક રકમની દર વર્ષે દર સેંકડે ૩ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૩ વર્ષમાં ૩૬૪૨૪૨ પૌં. ૬શિ. ૮પે. રાસ થઈ, તો તે રકમ કઇ?

(૧૭) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૩ વર્ષમાં એક રકમનું ચક્રવૃદ્ધિ વ્યાજ ૬૩૦ પૌં. ૧૦ શિ. છે, તો તે રકમ કઇ?

(૧૮) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૩ વર્ષમાં એક રકમનું ૧૩૬ પૌં. ૮ શિ. ૬ પે. વ્યાજ આવે, તો તે રકમ કઇ?

(૧૯) દર વર્ષે દર સેંકડે ૧૦ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૪ વર્ષમાં ૨૫૦ પૌંડ વ્યાજ આવવાને મુદ્દલ કેટલા હોવા જોઇએ?

(૨૦) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૧૦૦૦ પૌં. મુદ્દલની ૧૧૦૨ પૌં. ૧૦ શિ. રાસ થાય છે, તો મુદ્દત કેટલી?

(૨૧) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૨૫૦૦૦ પૌંડ મુદ્દલની ૨૮૯૪૦ પૌંડ ૧૨ શિ. ૬ પે. રાસ થવાને કેટલાં વર્ષ જોઇએ?

(૨૨) ૬૦૦ રૂપીઆ મુદ્દલની દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે સાદા વ્યાજે ૬૭૮ રૂ. ૦ આ. ૭$\frac{૧}{૫}$ પાઇ રાસ થવાને જેટલાં વર્ષ જોઇએ, તેટલાંજ વર્ષમાં ૪૦૦ પૌંડ મુદ્દલની દર વર્ષે દર સેંકડે ૩ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિવ્યાજે કેટલી રાસ થશે?

(૨૩) દર વર્ષે દર સેંકડે ૨ ટકા પ્રમાણે ૧૦૦૦ પૌંડ વ્યાજે આપ્યા અને દરેક ૫ વર્ષે વ્યાજ મુદ્દલમાં મેળવતા ગયા, તો ૧૩૩૧ પૌંડ રાસ થવાને કેટલાં વર્ષ જોઇએ?

(૨૪) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે ૧૪ પૌંડ ની રકમ વ્યાજે આપી, અને દરેક ૧૦ વર્ષે વ્યાજ મુદ્દલમાં મેળવતા ગયા, તો તેની ૨૧૬ પૌં. રાસ થવાને કેટલાં વર્ષ જોઇએ?

## ઇષ્ટરાશી.

૮૮. ઉદાહરણના જવાબને ઠેકાણે કોઈ પણ બીજી સંખ્યા ધારી તે ધારેલી એટલે ઈષ્ટ સંખ્યા ઉપરથી ખરો જવાબ લાવવાની રીતને **ઇષ્ટરાશી** કહે છે. તેના બે પ્રકાર છે, એકવડી ઇષ્ટરાશી અને બેવડી ઇષ્ટરાશી.

૮૯. **એકવડો ઇષ્ટરાશી**:– આ એકવડી ઈષ્ટરાશીમાં એક ખોટી (ઇષ્ટ) સંખ્યા ધારી તે પરથી ખરો જવાબ કાઢવામાં આવેછે. કોઇ સંખ્યામાં તેજ સંખ્યાનો કોઈ ભાગ અથવા તેના અમુકગણા ઉમેર્યા અથવા બાદ કર્યા હોય, અથવા તેને કોઈ સંખ્યાએ ગુણી

અથવા ભાગી હોય તો તે મૂળ સંખ્યા શોધી કાઢવામાં આ એકવડી ઈષ્ટરાશીનો ઉપયોગ થાય છે.

**૯૦ રીતઃ**–ઈષ્ટ સંખ્યા લઈને દાખલામાં કહ્યા પ્રમાણે (તાળો મેળવવાને રીત કરીએ છીએ તે પ્રમાણે) બધી રીત કરવી. એ રીતથી આવેલા ફળનું અને ઈષ્ટ સંખ્યાનું પ્રમાણ તે દાખલામાં આપેલા ફળનાં અને ખરા જવાબના પ્રમાણ બરોબર અથવા આવેલાં ફળનું અને દાખલામાં આપેલા ફળનું પ્રમાણ ઈષ્ટ સંખ્યાના અને ખરા જવાબના પ્રમાણ બરોબર છે; એટલે આવેલું ફળ : દાખલામાં આપેલું ફળ : : ઈષ્ટ સંખ્યા : ખરો જવાબ. એવી રીતે ચાર સંખ્યામાંની ત્રણ જાણવામાં આવે એટલે ચોથી સંખ્યા ત્રિરાશીથી કાઢી શકાય છે.

**ઉદા૦ ૧ લું.** એક સંખ્યામાં તે સંખ્યાનો $\frac{૧}{૩}$ અને $\frac{૧}{૪}$ ઉમેરિયે તો સરવાળો ૭૬ આવે છે; ત્યારે તે સંખ્યા કઈ?

ઇષ્ટ સંખ્યા ૧૨ ધારી ને તેનો $\frac{૧}{૩}$ એટલે ૪ અને $\frac{૧}{૪}$ એટલે ૩ તેમાં ઉમેર્યા તો સરવાળો ૧૯ આવે છે. ૧૯ અને બારનું પ્રમાણ ૭૬ અને જવાબના પ્રમાણ બરાબર છે, માટે ત્રિરાશી પ્રમાણેઃ-

૧૯ : ૭૬ : : ૧૨ : જવાબ.

$$\therefore \text{જવાબ} = \frac{૧૨ \times \overset{૪}{\cancel{૭૬}}}{\underset{૧}{\cancel{૧૯}}} = ૪૮$$

∴ ૪૮, એ જવાબ.

**ઉદા૦ ૨જું.** એક ગૃહસ્થે ૨૮ રૂપીઆ આપીને બે આની, પાવલી, અને અડધાના સરખા સિક્કા લીધા; તો તેને બે આની, પાવલી અને અડધા કેટલા મળ્યા?

સિક્કાઓની સંખ્યા સરખી હતી અને દરેક જાતનો એકેક સિક્કો લીધો એમ ધારીએ તો,

$$1 \text{ બે આની} = \frac{1}{8} \text{ રૂ.}$$

$$1 \text{ પાવલી} = \frac{1}{4} \text{ રૂ.}$$

$$1 \text{ અડધો} = \frac{1}{2} \text{ રૂ.}$$

એ ત્રણ સિક્કાની કિંમત $\left(\frac{1}{8} + \frac{1}{4} + \frac{1}{2}\right)$ રૂ. $= \frac{7}{8}$ રૂ. અને આપેલી રકમ ૨૮ રૂ. છે, માટે

$$\begin{array}{cccc} \text{રૂ.} & \text{રૂ.} & \text{સિક્કો.} & \\ \frac{7}{8} : & 28 :: & 1 & : \text{જવાબ.} \end{array}$$

$$\therefore \text{ જવાબ} = \frac{\overset{4}{\cancel{28}} \times 1 \times 8}{\underset{1}{\cancel{7}}} = 32.$$

∴ ૩૨ સિક્કા, એ જવાબ.

**૯૧ બેવડી ઇષ્ટરાશી :** — બેવડી ઇષ્ટરાશીમાં કોઇ બે ખોટી (ઇષ્ટ) સંખ્યા ધારી તે પરથી ખરો જવાબ કાઢવામાં આવે છે. કોઈ સંખ્યામાં અથવા તેના અમુક ગણામાં બીજી કોઇ સંખ્યા ઉમેરવાથી કિંવા બાદ કરવાથી જે ફળ આવે તે ઉપરથી ખરી સંખ્યા કાઢવામાં આ બેવડી ઇષ્ટરાશીનો ઉપયોગ થાય છે. એનાં ઉદાહરણોમાં પણ ત્રિરાશીનો ખપ પડે છે.

**ઉદા૦ ૧લું.** એક કોથળીમાં કેટલાક રૂપીઆ હતા; તેમાંથી તેના $\frac{1}{4}$ કરતાં ૪ વધારે રૂ. કાઢી લીધા. અને ફરીથી મૂળ રકમના $\frac{1}{5}$ કરતાં ૫ વધારે રૂ. કાઢી લીધા, ત્યારે તે કોથળીમાં ૪૬ રૂપીઆ સિલ્લક રહયા; તો તેમાં મૂળ કેટલા રૂપીઆ હતા?

(૧) ધારો કે ૨૦ રૂપીઆ હતા, તો

$૨૦ \times \frac{૧}{૪} + ૪ = ૯; ૨૦ \times \frac{૧}{૫} + ૫ = ૯;$

∴ ૨૦ રૂા. − (૯ + ૯ રૂા.) = ૨ રૂા. શિલ્લક રહે છે; પણ ઉદાહરણમાં ૪૬ રૂા. સિલ્લક કહી છે. ઈષ્ટ સંખ્યા ૨૦ લેતાં ૨ રૂપીઆ સિલ્લક રહે છે માટે (૪૬−૨ =) ૪૪ રા. નું અંતર રહ્યું.

(૨) ધારોકે ૬૦ રૂપીઆ હતા, તો

$૬૦ \times \frac{૧}{૪} + ૪ = ૧૯; ૬૦ \times \frac{૧}{૫} + ૫ = ૧૭;$

∴ ૬૦ રૂા. − (૧૯ + ૧૭) રૂા. = ૨૪ રૂા. સિલ્લક રહે છે; પણ ઉદાહરણમાં ૪૬ રૂા. સિલ્લક કહી છે. અને ૬૦ ઈષ્ટ સંખ્યા લેતાં ૨૪ રૂા. સિલ્લક રહે છે માટે (૪૬ − ૨૪ =) ૨૨ રૂા. નું અંતર રહ્યું.

પેહેલી ઈષ્ટ સંખ્યા ૨૦ છે ને બીજી ૬૦ છે, માટે (૬૦ − ૨૦ =) ૪૦ વધારવાથી પ્રથમ ૪૪ નું અંતર હતું તે ઘટીને (૪૪ − ૨૨) થયું; તો ૪૪ નું બધું અંતર ઘટાડવાને પ્રથમની ઇષ્ટ સંખ્યા (૨૦) માં કેટલા વધારવા તે ત્રિરાશીથી કાઢવું, માટે

૨૨ અંતર : ૪૪ અંતર : : ૪૦ વધારો : ઇષ્ટ વધારો.

ઈષ્ટ વધારો = ૮૦

∴ કોથળીમાં મૂળના રૂપીઆ = ૨૦ + ૮૦ = ૧૦૦ રૂા.

∴ ૧૦૦, એ જવાબ.

ઉદા૦ ૨જું. એક છોકરાના બાપની ઉમ્મર તેની ઉમ્મરથી આજ ૬ ગણી છે; ત્યારપછી તે ૪ વર્ષે મોટો થયો ત્યારે બાપની ઉમ્મર ૪ ગણી થઇ તો તે બન્નેની આજ ઉમ્મર કેટલી ?

(૧) ધારોકે છોકરાની ઉમ્મર ૪ વર્ષની છે; તો તેના બાપની ૨૪ વર્ષની છે. માટે બીજાં ૪ વર્ષ પછી તેમની ઉમ્મર અનુક્રમે

४ + ४ = ૮ અને २४ + ४=२८ વર્ષની થશે. પણ ઉદાહરણમાં કહ્યા પ્રમાણે છોકરાની ઉમ્મર ની ४ ગણી એટલે બાપની ૩२ વર્ષની થવી જોઇએ, અને ધારેલી સંખ્યા પ્રમાણે २८ વર્ષની આવી તેથી બાપની ઉમ્મરમાં ४ વર્ષ ખૂટયાં.

(२) હવે ધારો કે છોકરાની ઉમ્મર १० વર્ષની છે તો બાપની ૧૦ વર્ષની થાય, માટે બીજાં ४ વર્ષ પછી તેમની ઉમ્મર અનુક્રમે १० + ४ = १४ અને ૬० + ४ = ६४ વર્ષની થાય પણ ઉદાહરણમાં કહ્યા પ્રમાણે છોકરાની ઉમ્મરની ४ગણી એટલે બાપની १४ × ४ = ५६ ની થવી જોઇએ, અને ધારેલી સંખ્યા પ્રમાણે ६४ વર્ષની આવી તેથી બાપની ઉમ્મર ६४–५६= ८ વર્ષે વધી ગઈ.

પેહેલી ઇષ્ટ સંખ્યા લીધાથી ४ વર્ષ ખૂટયાં, ને બીજી ઈષ્ટ સંખ્યા ધારવાથી પૂરાં થઈ ગયાં અને તે ઉપરાંત ८ વર્ષ વધારે થયાં એ ઉપરથી જણાઇ આવે છે કે પેહેલી ઈષ્ટ સંખ્યા જે ४ તેમાં (१०–४) ६ વધારવાથી (४ + ८) १२ નું અંતર વધ્યું. માટે ૧२ નું અંતર વધારવાને પેહેલી ઈષ્ટ સંખ્યામાં ६ વધારવા પડયા, તો પ્રથમ ४ વર્ષ ખુટતાં હતાં તે પૂરાં કરવાને પ્રથમની ઇષ્ટ સંખ્યા (४) માં કેટલા વધારવા તે ત્રિરાશીથી કાઢવું.

१२ અંતર : ४ અંતર : : ६ વધારો : ઇષ્ટ વધારો.

∴ ઇષ્ટ વધારો = २

∴ ४ એ સંખ્યામાં २ વધાર્યાથી ખરી સંખ્યા આવશે.

∴ છોકરાની ઉમ્મર = ४ + २ = ६ વર્ષ, અને બાપની ઉમ્મર = ६ × ६ = ३६ વર્ષ.

૯૨. ઉપલાં બે ઉદાહરણની રીત ઉપરથી આવાં ઉદાહરણો કરવાની રીત નીચે પ્રમાણે નિકળે છે:—

બે ઈષ્ટ સંખ્યા ધારીને તેની ઉદાહરણમાં કહ્યા પ્રમાણે રીત કરીને બન્નેનાં ફળ કાઢવાં. અને ઉદાહરણમાં આપેલાં ફળોપરથી તેમનાં અંતર કાઢવાં. જે ફળ ઉદાહરણનાં ફળના કરતાં વધારે હોય તેની પેહેલાં + વત્તાનું ચિન્હ અને ઓછું હોય તો – ઓછાનું ચિન્હ લખવું. પછી ઉપર બે ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે પ્રમાણ માંડી જવાબ કાઢવો, અથવા નીચેની ટુંકી રીત પ્રમાણે ઉદાહરણ કરવાં.

૯૩. ઉપર કહ્યા પ્રમાણે ઈષ્ટ સંખ્યાના ફળનાં અંતર કાઢવાં. પછી પેહેલી ઇષ્ટ સંખ્યાના ફળના અંતરને બીજી ઇષ્ટ સંખ્યાએ ગુણવું. અને બીજાના ફળના અંતરને પેહેલી ઈષ્ટ સંખ્યાએ ગુણવું. તે અંતરો સજાતીય એટલે બન્ને ધન (+) અથવા ઋણ (–) હોય તો બન્ને ગુણાકારોની બાદબાકી કરવી, અને તે બાદબાકીને તે બે અંતરોની બાદબાકીએ ભાગવી; પણ તે અંતરો વિજાતિય એટલે એક ધન (+) અને બીજું ઋણ (–) હોય તો બન્નો ગુણાકારનો સરવાળો કરવો, અને તે સરવાળાને બન્નો અંતરના સરવાળાએ ભાગવા. ભાગાકાર આવશે તે જવાબની સંખ્યા-

(અ) પ્રથમ ઇષ્ટ ફળાંતર × બીજી ઈષ્ટ સંખ્યા,

(બ) દ્વિતીય ઈષ્ટ ફળાંતર × પ્રથમ ઇષ્ટ સંખ્યા;

સજાતીય હોય તો (અ–બ) ÷ (પ્રથમ ઇષ્ટ ફળાંતર–બીજું ઇષ્ટ ફળાંતર)= જવાબ.

વિજાયતીય હોયતો (અ+બ) ÷ ( „ + „ )= જવાબ.

**ઉદા૦ ૩જુ**. એક છોકરા પાસે કેટલીએક કેરી હતી, તેમાંથી તેના અડધા ભાગ કરતાં ૧ વધારે કેરી તેણે એક માણસને વેચી; બાકી જે રહી તેના $\frac{૧}{૨}$ કરતાં ૨ વધારે બીજાને વેચી; અને છેવટ ૩ કેરી રહી તે ત્રીજાને વેચી; તો તેની પાસે કેટલી કેરીઓ હતી?

(૧) ધારો કે ૩૦ કેરી હતી; તો

૩૦ × $\frac{૧}{૨}$ + ૧ = ૧૬; ૩૦–૧૬=૧૪; ૧૪ × $\frac{૧}{૨}$ + ૨ = ૯; અને ૧૬ + ૯ = ૨૫; માટે ૩૦–૨૫ = ૫ કેરી છેવટ બાકી રહે છે; પણ ઉદાહરણમાં છેવટ રહેલી કેરી ૩ છે; માટે અહીં ઉદાહરણમાંના ફળ કરતાં ઈષ્ટ સંખ્યાનું ફળ ૫–૩ = ૨ વધારે છે. માટે એ (+૨) અંતર ધન છે.

(૨) ધારો કે ૫૦ કેરી હતી; તો

૫૦ × $\frac{૧}{૨}$ + ૧ = ૨૬; ૫૦ – ૨૬ = ૨૪; ૨૪ × $\frac{૧}{૨}$ + ૨ = ૧૪; અને ૨૬ + ૧૪ = ૪૦; માટે ૫૦ – ૪૦ = ૧૦ કેરી છેવટ રહે છે; પણ ઉદાહરણમાં છેવટ ૩ કેરી બાકી રહી છે; માટે અહીં ઉદાહરણમાંના ફળ કરતાં ઈષ્ટ સંખ્યાનું ફળ ૧૦ – ૩ = ૭ વધારે છે, માટે (+૭) એ અંતર ધન છે.

∴ ૩૦ × ૭ = ૨૧૦; ૫૦ × ૨ = ૧૦૦; અહીં બન્નો અંતરો સજાતીય છે માટે ૨૧૦—૧૦૦ = ૧૧૦ અને ૭–૨ = ૫. ∴ કેરીની ખરી સંખ્યા = $\frac{૧૧૦}{૫}$ = ૨૨.

**ઉદા૦ ૪થુ**. **અ** અને **બ** ને સરખી આવક હતી; **અ** પોતાની આવકનો $\frac{૧}{૫}$ ભાગ દર સાલ બચાવે છે; પણ **બ** દર સાલ **અ** ના કરતાં ૮૦ રૂ. વધારે ખર્ચ કરે છે; માટે ૪ વર્ષે **બ** ને ૨૨૦ રૂ. દેવું થયું ત્યારે તે દરેકની દર સાલની આવક કેટલી?

(૧) ધારો કે ૧૦૦ રૂ. આવક હતી; તો **અ** નો ખર્ચ (તે ૧૦૦ ×$\frac{૧}{૫}$ = ૨૦ રૂ. સિલ્લક મૂકવાથી) દર સાલ ૮૦ રૂ. હતા. માટે **બ** નો ખર્ચ ૮૦ રૂ. + ૮૦ રૂ. = ૧૬૦ રૂ. હતો, માટે તેને ૧૬૦ – ૧૦૦ = ૬૦ રૂ. દર વર્ષે દેવું થાય છે. તેથી ૪ વર્ષે ૬૦ × ૪ = ૨૪૦ રૂ. દેવું

થયું, એ ૨૨૦ રૂ. કરતાં (૨૪૦ − ૨૨૦) = ૨૦ રૂ. વધારે છે; માટે અંતર = + ૨૦.

(૨) ધારો કે ૨૦૦ રૂ. આવક હતી, ત્યારે **અ** નો ખર્ચ ૨૦૦−૪૦ = ૧૬૦ રૂ. ∴ **બ** નો ખર્ચ = ૧૬૦ રૂ. + ૮૦ રૂ. = ૨૪૦ રૂ. ∴ **બ** નું દર સાલનું દેવું (૨૪૦—૨૦૦ =) ૪૦ રૂ.

∴ ૪ વર્ષનું દેવું = ૪૦ × ૪ = ૧૬૦ રૂ. એ રૂપીઆ ૨૨૦ રૂ. કરતાં ૬૦ ઓછા છે. ∴ એ સંખ્યાના ફળનું અંતર = (− ૬૦)

∴ ૧૦૦ × ૬૦ = ૬૦૦૦; ૨૦૦ × ૨૦ = ૪૦૦૦; અને અહીં અંતર વિજાતીય છે માટે ૬૦૦૦ + ૪૦૦૦ = ૧૦૦૦૦ અને ૬૦+૨૦=૮૦

∴ ખરી આવક = $\frac{૧૦૦૦૦}{૮૦}$ = ૧૨૫ રૂ., એ જવાબ.

# ઉદાહરણસંગ્રહ ૩૪.

* (૧) એક સંખ્યાને ૫ એ ગુણી આવેલા ગુણાકારમાંથી તેની $\frac{૧}{૩}$ બાદ કરી બાકી રહેલી રકમને ૧૦એ ભાગીએ અને આપેલા ભાગાકારમાં મૂળ સંખ્યાના $\frac{૧}{૩}$, $\frac{૧}{૨}$ અને $\frac{૧}{૪}$ ઉમેરતાં સરવાળો ૬૮ થાય છે, ત્યારે તે સંખ્યા કેટલી?

* (૨) એક જંગલમાં કેટલાંક હાથી હતા; તેમાંથી અરધા અને અરધાના $\frac{૧}{૩}$ જેટલા કોતરમાં ભરાઇ ગયા, $\frac{૧}{૬}$ અને $\frac{૧}{૬}$ ના $\frac{૧}{૭}$ જેટલા પાણી પીવા ગયા. $\frac{૧}{૮}$ અને $\frac{૧}{૮}$ ના $\frac{૧}{૯}$ જેટલા વૃંદાવનમાં ગયા. અને તે જગ્યાપર ૪ હાથી બાકી રહ્યા ત્યારે એકંદર હાથી કેટલા?

* (૩) એક માણસ કેટલાંક કમળ લાવ્યો; તેમાંથી તેણે $\frac{૧}{૩}$ **મહાદેવ** ને ચઢાવ્યાં. $\frac{૧}{૫}$ **વિષ્ણુ**ને ચઢાવ્યાં; $\frac{૧}{૬}$ **સૂર્યને** અને $\frac{૧}{૪}$ **સરસ્વતી** ને ચઢાવ્યાં, બાકી ૬ કમળ રહયાં તે ગુરૂને ચરણે ધર્યાં, તો એકંદર કમળ કેટલાં હતાં?

* (૪) એક ગ્રહસ્થ પાસે કેટલુક ધન હતું, તે લઇને જાત્રા જવા નિકળ્યો. તેણે પોતાના ધનનો $\frac{૧}{૨}$ ભાગ પ્રયાગમાં દાનમાં આપ્યો, બાકી

* એ ઉદાહરણો લીલાવતીમાંથી લીધાં છે.

નાનો $\frac{૨}{૯}$ ભાગ કાશીમાં દાન કર્યો; બાકીના ધનનો $\frac{૧}{૪}$ ભાગ રસ્તામાં જકાતમાં આપ્યો; બાકીનાનો $\frac{૬}{૧૦}$ ગયામાં દાન કર્યું, તો છેવટ ૬૩ રૂપીઆ તેની પાસે રહ્યા તો તેની પાસે એકંદર ધન કેટલું હતું?

(૫) રૂ. ૩-૨ આ. ના ૨ અને ૩ ના પ્રમાણના બે ભાગ કરો.

(૬) ૨ પુરૂષ, ૩ બાયડી અને ૪ છોકરાંને ૩૩૧ રૂ. ૯ આ. ૮ પા. એવી રીતે વેહેંચી આપો કે છોકરાથી બમણા બાયડીને અને બાયડીથી ત્રણ ગણા પુરૂષને મળે.

(૭) ૧ ગાડી અને ૧ ઘોડો ૩૫૦ રૂપીએ વેચાતાં લીધા, ઘોડાની કિમ્મત ગાડીથી ત્રણ ગણી છે, ત્યારે ઘોડાની કિમ્મત કેટલી?

(૮) એક ગામમાં સેંકડે ૫૫ કણબી, સેંકડે ૨૫ બ્રાહ્મણ; સેંકડે ૯ મુસલમાન અને સેંકડે ૭ રજપૂત છે; અને એ શિવાય બીજી જાતના લોક ૪૩૨ છે, ત્યારે તે ગામની વસ્તી કેટલી?

(૯) એક કોથળીમાં ૨૦૦ સિક્કા છે; તેમાંથી કેટલાક અર્ધા રૂપીઆ અને બાકીની પાવલી છે. પાવલીઓની કિમ્મત અર્ધા રૂપીઆઓની કિમ્મતથી પોણી છે, ત્યારે પાવલીની સંખ્યા કેટલી?

(૧૦) એક બ્રાહ્મણ કેટલાક રૂપીઆ લઈ તીર્થયાત્રા કરવા નિકલ્યો. નાશકમાં ગયા પછી તેણે પોતાની પાસેના રૂપીઆના $\frac{૧}{૪}$ જેટલા રૂપીઆ મેળવ્યા, અને તે તમામ રૂપીઆના $\frac{૧}{૫}$ જેટલા ખર્ચ કર્યા. બાકીના રૂપીઆ સાથે રાખી કાશી ગયો. ત્યાં પણ તેણે નાશક પ્રમાણે રૂપીઆ મેળવ્યા અને ખર્ચ કર્યા, પછી તે જે જે તીર્થમાં ગયો ત્યાં એજ પ્રમાણે ક્રમ ચાલુ રાખ્યો. કાશીથી પાછા ઘેર આવતાં સુધીમાં ૧૦ તીર્થ આવ્યાં. ઘેર આવ્યા પછી તેની પાસે રૂ. ૧૦૦ સિલ્લક રહ્યા ત્યારે ઘેરથી નીકળતી વખતે તેણે કેટલા રૂપીઆ પાસે રાખ્યા હશે?

(૧૧) અર્ધા ક્રાઉન, ફ્લોરિન અને શિલિંગ એવા ત્રણ પ્રકારનાં સરખાં નાણાં આપી ૪૦ પૌં. ૧૪ શિ. નું દેવું પતાવ્યું, ત્યારે દરેક પ્રકારનું નાણું કેટલું આવ્યું?

(૧૨) એક પેટીમાં કેટલાક રૂપીઆ હતા, તેનાથી બમણા અર્ધા, ત્રણગણી પાવલીઓ અને ચારગણી બે આનીઓ હતી. એ સઘળી રકમ એક ગ્રહસ્થે ૧ મહિનામાં ખરચી નાંખી. તેનો રોજનો ખર્ચ ૧૩ રૂ.

હતો ત્યારે તે પેટીમાંના દરેક પ્રકારના નાણાની કિમ્મત કેટલી હતી?

(૧૩) દર વર્ષે દર સેંકડે ૪$\frac{1}{2}$ ટકા પ્રમાણે એક રકમનાં ૩ વર્ષનાં સાદાં અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં ૧૦ રૂા. ૧૩ આ. ૭$\frac{3}{4}$ પા.નો ફેર પડે છે; ત્યારે તે રકમ કઈ?

(૧૪) ૩ પુરૂષ અને ૪ બાયડીની એક અઠવાડીઆની ૪૨ રૂા. મજૂરી થાય છે. એક પુરૂષની મજૂરી એક બાયડીની મજૂરીના $\frac{4}{3}$ જેટલી છે; ત્યારે એક પુરૂષની રોજની મજૂરી કેટલી?

(૧૫) એક લશ્કરમાં કેટલાક ઘોડેસ્વાર હતા. તેમાંથી $\frac{1}{5}$ લડાઈમાં જતાં રસ્તામાં તાવથી મરણ પામ્યા. જે બાકી રહયા તેના $\frac{1}{2}$ બીજા કુમકે આવ્યા. તે બધા ભેગા થઇ લડાઇએ ચઢયા ત્યારે ત્યાં તેમાંના $\frac{1}{3}$ મરી ગયા; $\frac{2}{5}$ જખમી થયા અને $\frac{1}{6}$ નાશી ગયા; છેવટ ૬૦૦ સ્વાર રહ્યા તે માત્ર ઠેઠસુધી લડયા; ત્યારે આરંભમાં તે લશ્કરમાં કેટલા ઘોડેસ્વાર હતા?

(૧૬) દર વર્ષે દર સેંકડે ૪$\frac{3}{4}$ ટકા પ્રમાણે ૨ા વર્ષની મુદ્દતના ખતના પૈસા મેળવવા બદલ જે વ્યાજ બાદ કપાય તે અને તેજ ખતની રકમનું તેજ દરે તેટલીજ મુદ્દતનું વ્યાજ એ બે વચ્ચે ૩ રૂા. ૪ આ. ૭$\frac{3}{4}$ પા. તફાવત છે, ત્યારે તે ખત કેટલા રૂપીઆનું હોવું જોઈએ?

(૧૭) એક કારખાનામાં જેટલા પુરૂષ છે તેનાથી બમણી બાયડી અને ત્રણ ગણાં છોકરાં છે. એક પુરૂષની રોજની મજૂરી રૂ ૦ાા=; બાયડીની રૂ ૦ા=; અને છોકરાની રૂ ૦)≡ છે. મજૂરી બદલ રોજ રૂા. ૨૩ા ખર્ચ થાય છે, ત્યારે તે કારખાનામાં દરરોજ કેટલાં મજૂર કામપર આવે છે?

(૧૮) ૧૬ પુરૂષ ૨૦ બાયડી અને ૯ છોકરાંને ૬૪૦ રૂા. એવી રીતે વહેંચી આપવાના છે કે ૨ પુરૂષને ૩ બાયડી જેટલા અને ૪ બાયડીને ૫ છોકરાં જેટલા આવે. ત્યારે ૧ છોકરાને કેટલા રૂપીઆ મળશે?

(૧૯) એક માણસે થોડા પૈસાના બોર લેવા માંડયાં ત્યારે તેને માલમ પડયું કે ૧ પૈસાનાં ૪૦ પ્રમાણે લેતાં તેને ૫ પૈસા ઉછીના લેવા પડે, પણ જો ૧ પૈસાના ૫૦ પ્રમાણે લેતો ૧૦ પૈસા સિલ્લક રહે છે., તો તેની પાસે પૈસા કેટલા અને બોરવાળી પાસે બોર કેટલાં?

(૨૦) એક દલાલે દર વર્ષે દર સેંકડે $3\frac{1}{2}$ ટકા પ્રમાણે સાલ આખરે વ્યાજ આપવાના કરારે કેટલાક રૂપીઆ કરજે કહાડી, તે દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે દર ૬ મહિને વ્યાજ લેવાનો કરાર કરી વ્યાજે મૂક્યા. પછી એક વર્ષે તેણે વ્યાજ સુદ્ધાં લેણું વસૂલ કરી પોતાનું સઘળું દેવું ફેડયું, તો તેને રૂ. ૨૫૦) નફો થયો; ત્યારે તેણે કેટલું કર્જ કાઢયું હોવું જોઇએ?

(૨૧) એક કોથળીમાં કેટલુંક નાણું હતું, તેમાંથી $\frac{1}{3}$ કાઢી તેમાં ૫૦ રૂા. નાખ્યા, પછી તે સઘળી રકમનો ચોથો હિસ્સો કાઢી લઇ પાછા તેમાં ૭૦ રૂા. નાંખ્યા, ત્યારે તે કોથળીમાં એકંદર ૧૨૦ રૂા. આવેજ થયો, તો તેમાં મૂળ કેટલું નાણું હતું?

(૨૨) એક છોકરા પાસે કેટલાક પૈસા હતા તેમાંથી તેણે ૦)- ખરચ કર્યો પછી સિલ્લક જેટલા પૈસા ઉછીના લઇ તેણે ફરી ૦)- ખરચ કર્યો, અને પાછા સિલ્લક જેટલા પૈસા ઉછીના લઇ ૦)- ખરચ કર્યો, તે વખતે તેની પાસે કાંઇ સિલ્લક રહી નહિ, તો તેની પાસે મૂળ સિલ્લક કેટલી હતી? અને તેણે કેટલા આના ઉછીના લીધા?

(૨૩) **અ** **બ** અને **ક**એ ત્રણે મળી ૯૦ રૂા. ભેગા કર્યા, **બ** એ **અ**ના નીમે કરતાં ૮ રૂા. વધારે આપ્યા, અને **ક**એ **અ**ના નીમે કરતાં ૬ રૂા. વધારે આપ્યા; તો દરેકે કેટલા રૂા. ભર્યા?

(૨૪) એક વાસણમાં દુધ અને પાણીનું મિશ્રણ હતું, તેમાંથી તે મિશ્રણના $\frac{1}{2}$ કરતાં ૩ શેર વધારે દુધ હતું, અને તે મિશ્રણના $\frac{1}{4}$ કરતાં ૧ શેર વધારે પાણી હતું; તો તેમાં દુધ કેટલું અને પાણી કેટલું હતું?

(૨૫) બે પલટણમાં સરખા સિપાઇ હતા; આ બન્ને પલટણોને લડાઇપર મોકલી; તેમાં પેહેલીમાંથી ૫૦ સિપાઇ મરી ગયા, અને બીજીમાંથી ૬૫૦ મરી ગયા; પછી તે પલટણો પાછી આવી એટલે દરેકમાં ૨૦૦ સિપાઇની ભરતી કરી, ત્યારે પેહેલીમાં બીજીના ત્રણ-ગણા સિપાઇ થયા; તો દરેક પલટણમાં કેટલા સિપાઇ હતા?

(૨૬) **અ**ની ઉમ્મર **બ**ની ઉમ્મરથી ત્રણગણી છે; પરંતુ બીજાં પાંચ વર્ષ પછી તે અઢી ગણી થશે; તો દરેકની આજ ઉમ્મર કેટલી?

(૨૭) બાપની વય ૬૨ વર્ષની હતી ત્યારે છોકરાની વય ૩૦ વર્ષની હતી; તો કેટલાં વર્ષ અગાઉ બાપની વય છોકરાની વય કરતાં પગણી હોવી જોઈએ ?

(૨૮) ૨૫ના એવા બે ભાગ કરો કે એક ભાગના ચારગણામાં બીજા ભાગના છગણા કરતાં ૨૦ વધારે આવે.

(૨૯) બે માણસની વય ૯ : ૭ ના પ્રમાણમાં છે. ૩૪ વર્ષ પેહેલાં તે ૫ : ૨ના પ્રમાણમાં હતી; ત્યારે દરેકની આજ વય કેટલી ?

(૩૦) ઘીનો ભાવ મણે ૧૦ રૂપીઆ, અને તેલનો મણે ૮॥ રૂા. પ્રમાણે વધ્યો ત્યારે તેમના ભાવનું પ્રમાણ ૪ : ૩ થયું. તે પેહેલાં એ ભાવ ૧૦ : ૭ ના પ્રમાણમાં હતો. ત્યારે મણ ઘી અને મણ તેલ એ દરેકની આજ કેટલી કિમ્મત ?

(૩૧) એક શાહુકારે પોતાની બે આસામીમાંથી એકને ૪ ટકા ને વ્યાજે કેટલાક રૂપીઆ ધીર્યા, અને બીજાને ૩ ટકાએ કેટલાક રૂપીઆ ધીર્યા. બીજાને પેહેલા કરતાં ૧૦૦ રૂા. વધારે આપ્યા, ત્યાર પછી બન્ને આસામી ૨ વર્ષે વ્યાજ મુદ્દલ સાથે રકમ ભરી ગઈ તો બે રકમમાં ૯૯ રૂપીઆનો તફાવત પડયો ત્યારે દરેકે કેટલા રૂપીઆ કાઢયા હતા.

## સંક્રમણ.

૯૪. બે સંખ્યાનો સરવાળો અને બાદબાકી આપ્યાં હોય તેપરથી તે બે સંખ્યા શોધી કાઢવાની રીતને **સંક્રમણ** કહે છે.

૯૫. સરવાળો અને બાદબાકી જે આપ્યાં હોય તે બંનેનો સરવાળો કરીને અર્ધ કરવું એટલે મોટી સંખ્યા આવે છે. અને આપેલા સરવાળામાંથી આપેલી બાદબાકી બાદ કરી અર્ધ કરીએ તો નાની સંખ્યા આવે છે.

ઉપલી રીતનો ખુલ્લાસો સેહેજ ધ્યાનમાં આવવા જેવોછે.

**ઉદા૦ ૧લું**. બે સંખ્યાનો સરવાળો ૩૨૩ છે; અને તેની બાદબાકી ૭૯ છે; તો તે બે સંખ્યા કઇ ?

૩૨૩ + ૭૯ = ૪૦૨; ૪૦૨ ÷ ૨ = ૨૦૧;

૩૨૩ − ૭૯ = ૨૪૪; ૨૪૪ ÷ ૨ = ૧૨૨;

∴ ૨૦૧ મોટી સંખ્યા, અને ૧૨૨ નાની સંખ્યા, એ જવાબ

**૯૬. વર્ગ સંક્રમણ**:–બે સંખ્યાની બાદબાકી અને તેજ બે સંખ્યાના વર્ગની બાદ બાકી આપ્યાં હોય તો તે ઉપરથી તે બે સંખ્યા શોધી કાઢવાની રીતને **વર્ગ સંક્રમણ** કહે છે.

**૯૭.** વર્ગ સંક્રમણની રીત નીચે પ્રમાણે છે.

બે સંખ્યાના સરવાળા અને બાદબાકીનો ગુણાકાર તે બે સંખ્યાના વર્ગની બાદબાકી બરોબર હોય છે.

**૯૮ રીત**:–આપેલી સંખ્યાના વર્ગની બાદબાકીને આપેલા સંખ્યાઓની બાદબાકીએ ભાગવી, ભાગાકાર તે બે સંખ્યાના સરવાળા જેટલો આવશે. પછી સરવાળા અને બાદબાકી ઉપરથી તે સંખ્યાઓ ઉપલા પેહેલા સંક્રમણના નિયમ મુજબ શોધી કાઢવી.

ઉદા૦ ૧લું બે સંખ્યાની બાદબાકી ૫ છે, અને તેમના વર્ગની બાદબાકી ૧૫૫ છે, ત્યારે તે સંખ્યાઓ કઇ ?

૧૫૫ ÷ ૫ = ૩૧ ( બે સંખ્યાનો સરવાળો )

બે સંખ્યાનો સરવાળો = ૩૧,

„ ની બાદ બાકી = ૫;

∴ $\frac{૩૧ + ૫}{૨}$ = ૧૮ મોટી સંખ્યા.

અને $\frac{૩૧ - ૫}{૨}$ = ૧૩ નાની સંખ્યા.

## ઉદાહરણસંગ્રહ ૩૫.

(૧) સવાસો રૂપીઆ બે જણને એવી રીતે વેહેંચી આપો કે એકને બીજા કરતાં સાડત્રીશ રૂ. વધારે મળે.

*(૨) બે સંખ્યાનો સરવાળો ૧૦૧ છે, અને બાદબાકી ૨૫ છે તો તે બે સંખ્યા કઇ ?

*(૩) બે સંખ્યાની બાદબાકી ૮ છે, અને તેમના વર્ગની બાદબાકી ૪૦૦ છે, ત્યારે તે બે સંખ્યા કઇ ?

(૪) $(\frac{૧૧}{૧૩} \times \frac{૧૧}{૧૩} - \frac{૧૩}{૧૯} \times \frac{૧૩}{૧૯})$ને $(\frac{૧૧}{૧૩} + \frac{૧૩}{૧૯})$એ ભાગો.

(૫) $\frac{.૭૩૫ \times .૭૩૫ - .૩૬૫ \times .૩૬૫}{.૭૩૫ - .૩૬૫}$ ની કિમ્મત કાઢો.

(૬) ૧૧૨ એ સંખ્યાના બે ભાગ એવી રીતે કરો કે તે બે ભાગના સરવાળા અને બાદબાકીનો ભાગાકાર ૮ આવે.

## પરચુરણ ઉદાહરણ.

(૧) દશ કરોડ ચાર લાખ સાતસેં, ત્રીશ લાખ પચાસ હજાર એંશી; બે કરોડ છ હજાર નવ; એ ત્રણનો સરવાળો કરો.

(૨) બે સંખ્યાનો સરવાળો ૯૦૦ છે, અને બાદબાકી ૧૩૮ છે; ત્યારે તે સંખ્યાઓ કઈ ?

(૩) બે રકમનો ગુણાકાર ૩૭૩,૬૨૫ છે, અને તેમાંની મોટી રકમ ૮૭૫ છે, ત્યારે તે બે રકમનો સરવાળો અને બાદબાકી કેટલી થશે?

(૪) એક સંખ્યામાંથી તેનો $\frac{૧}{૪}$ ભાગ બાદ કર્યો, અને બાકીની રકમને ૩૦૨એ ભાગ્યા તો ભાગાકાર ૧૩ આવે છે અને શેષ ૭૪ રહે છે; તો તે સંખ્યા કઈ ?

(૫) એક ગૃહસ્થનો દર મહિનાનો ખરચ તેની આવકથી સવાસો રૂપીઆ ઓછો છે; તેની આવક દર મહિને ૫૦ રૂ. વધી અને ખરચ

* આ ઉદાહરણો લીલાવતીમાંથી લીધાં છે.

૩૦ રૂા. કમી થયો; તો તેની પાસે એક વર્ષમાં કેટલા રૂપીઆ સિલ્લક રહેશે ?

(૬) એક સોનાની વિંટીનું વજન ૧ ગદી. ૭ વા. ૧ રતિ છે અને તેની કિમ્મત ૧૪ રૂા. પડે છે, તો ૧ રૂપીઆનું કેટલું સોનું મળે?

(૭) ૫૪૬, ૬૨૪, અને ૬૭૬ નો દ્રઢભાજક કાઢો.

(૮) ૧૫૬, ૧૬૮, ૨૦૮ અને ૪૩૨ નો લઘુતમસાધારણ-વિભાજ્ય કાઢો.

(૯) એક માણસને તેની આવકપર દરેક પૌંડે ૭ પેન્સ પ્રમાણે કર આપતાં દર વર્ષે ૬૯૬ પૌં. સિલ્લક રહે છે, ત્યારે તેની આવક કેટલી ?

(૧૦) ૨૭ માણસ ૧૬ દિવસમાં ૮૬ પૌં. ૮ શિ. મેળવે છે, તો ૪૩ માણસ ૯ દિવસમાં કેટલા મેળવશે ?

(૧૧) એક ઘડીઆળ દર કલાકે અર્ધો મિનિટ ધીમું જાય છે, તે સોમવારે સવારે ૬ વાગ્યે બરોબર મૂક્યું; તો ત્યાર પછીના બુધવારે સાંજે તે ઘડીઆળમાં સાડા પાંચ વાગ્યા તે વખતે ખરો વખત કેટલો થયો હશે ?

(૧૨) ૧૨૩૪૫૬૭૮૯ એ સંખ્યાના આંકડા ઉલટા ક્રમે માંડીએ તો કઈ સંખ્યા થશે ? એ સંખ્યા અને મૂળની સંખ્યાનો સરવાળો અને બાદબાકી કરો. એ સરવાળો અને બાદબાકીનો ફરીથી સરવાળો અને બાદબાકી કરી તે દરેકનું અર્ધ કરો.

(૧૩) ભાજક ૫૯૬ છે, ભાગાકાર ૬૨૪ છે, અને શેષ ૨૪૫ છે ત્યારે ભાજ્ય કેટલો ?

(૧૪) એક કરોડ ઇંચના માઈલ કરો, અને ૧૫ ચોરસ પોલના ચોરસ ઇંચ કરો.

(૧૫) ૩ ટન ૪ હંદ્ર૦ ૧ કવા૦ ૧૭ પૌંડને ૯ એ ગુણો; ૭ ટન ૧૧ હંદ્ર. ૨ કવા. ૧૯ પૌંડને ૮ અને ૩૫એ જુદા જુદા ભાગો.

(૧૬) ૨ પૈસાનાં ૭ કેળાં મળે છે, ૫ પૈસાની ૮ કેરી અને ૩ પૈસાનાં ૮ જંમરૂખ મળે છે; તો ૨ રૂ. ૪ આ૦ આપી દરેક જાતનાં ફળ સરખાં લેવાનાં હોય તો કેટલાં કેટલાં મળશે ?

(૧૭) ૧૬ ઘોડાને ૧૨ પેક ચણા ૧૦ દિવસ ચાલે છે, . તો ૫૬ ઘોડાને ૬૩ બુશલ કેટલા દિવસ ચાલશે ?

(૧૮) ૨૭ને ૨૦ અને ૭એ દરેકે જુદા જુદા ગુણી તે ગુણાકારનો સરવાળો કર્યો તો તે કઈ સંખ્યાનો વર્ગ છે તે કહો ?

(૧૯) ૪૨૨ પૌં. ૧૦ શિ. નું ૩ વર્ષનું દર વર્ષે દર સેંકડે $૩\frac{૩}{૪}$ ટકા પ્રમાણે સાદું વ્યાજ કેટલું થશે ?

(૨૦) દર વર્ષે દર સેંકડે $૪\frac{૧}{૪}$ ટકા પ્રમાણે ૨ વર્ષનું ૪૫૦૦પૌંડ મુદ્દલનું ચક્રવૃદ્ધિ વ્યાજ કેટલું થશે ?

(૨૧) નીચેના અપૂર્ણાંકને સાદું રૂપ આપો.

$$\frac{\frac{૫}{૧૪} - \frac{૩}{૭} \text{ ના } \frac{૨}{૭}}{\frac{૫}{૧૬} + \frac{૭}{૧૨} \text{ ના } ૩\frac{૧}{૪} - \left(\frac{૭}{૮} \text{ ના } \frac{૩૭}{૨૧} - \frac{૧}{૩}\right)} \div \frac{\frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૬} + \frac{૩}{૨} \text{ ના } ૫}{૯\frac{૧}{૩} - ૧\frac{૨}{૩}}$$

(૨૨) એક ૭ અંકી સંખ્યામાં એકમ સ્થાનનો અંક ૨ છે અને લક્ષ સ્થાનનો ૭ છે, એ સંખ્યામાંથી પાંચ અંકી સૌથી મોટી સંખ્યા બાદ કરીએ તો બાકીમાં એકમ અને લક્ષના સ્થાને કયા અંક આવશે?

(૨૩) એક સંખ્યાને ૭એ ભાગતાં શેષ ૩ રહે છે, અને આવેલા ભાગાકારને ૯એ ભાગતાં શેષ ૪ રહે છે, તો તે સંખ્યાને ૬૩એ ભાગીએ તો કેટલા શેષ રહે ?

(૨૪) ૧૩૭એ ભાગતાં પૂરો ભાગ ચાલે એવી પાંચ આંકડાની સૌથી મોટી સંખ્યા કઈ?

(૨૫) ૧ પુરૂષ અને ૧ છોકરાને ૧૫ દિવસમાં જેટલી મજૂરી મળે છે તેટલી ૧ પુરૂષને ૨૫ દિવસમાં મળે છે; તો તેટલીજ મજૂરી ૧ છોકરાને કેટલા દિવસમાં મળશે ?

(૨૬) સૌથી મોટી એવી કઈ સંખ્યા છે કે જેને ૪૩૪૪ અને ૫૯૪૩એ ભાગતાં અનુક્રમે શેષ ૩૧ અને ૪૧ રહે ?

(૨૭) ૧૩ાાા અને ૯ાા= નો દ્રઢભાજક કેટલો ?

(૨૮) ૪·૨ અને ·૧૮ નો **લ૦ સા૦ વિ૦** કાઢો.

(૨૯) સુરતમાં ઘી ૨૦ રૂપીએ મણ મળતું હોય, ને પુણામાં ૧૦૦ રૂપીએ પલ્લો હોય ત્યારે એક વેપારી પુણાથી બે પલ્લા ઘી મંગાવી સુરતમાં વેચે તો તેને કેટલો ફાયદો થશે ? (પુણામાં પલ્લાના શેર ૧૨૦ ને શેરના રૂપીઆ ભાર ૭૬ છે. સુરતમાં ૩૭$\frac{૧}{૨}$ રૂપીઆ ભારનો શેર, ને મણના શેર ૪૦ છે. વળી હિસાબની ગણત્રીમાં રસ્તાનો ખરચ પુણેથી ઘી મોકલનાર વેપારીને શિર છે.)

(૩૦) દર વર્ષે દર સેંકડે ૫ ટકા પ્રમાણે એક રકમનું ૨ વર્ષનું સાદું વ્યાજ અને ચક્રવૃદ્ધિ વ્યાજ એ બેમાં રૂા. ૦ાા= અંતર પડે છે, ત્યારે તે રકમ કઈ ?

(૩૧) ૧૬ ઇંચ લાંબી, ૮ ઇંચ પોહોળી, અને ૧૦ ઇંચ જાડી ૧૦૦ ઇંટના ૨ રૂા. ૯ આ. પડે છે, તો લંબાઇ, પોહોળાઇ અને જાડાઇ એ પ્રત્યેકમાં ચતુર્થાંશ માપ ઓછું હોય એવી ૯૨૧,૬૦૦ ઇંટનું શું પડશે?

(૩૨) દર વર્ષે દર સેંકડે ૩ ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજે ૩ વર્ષમાં ૧૦,૬૨૭ પૌં. ૫ શિ. ૪$\frac{૪}{૫}$ પે. રાસ થવાને મુદ્દલ કેટલા હોવા જોઇએ ?

(૩૩) (·૪̇−·૦૨૬̇)ને (·૬̇+·૧૬̇)એ ભાગો.

(૩૪) ૫, ૦, ૩ અને ૧ એ આંકડાઓની મોટામાં મોટી સંખ્યા માંથી તેની નાનામાં નાની સંખ્યા બાદ કરો.

(૩૫) ૫૩૧એ ભાગતાં પૂરો ભાગ ચાલે એવી છ આંકડાની અતિશય નાની સંખ્યા કઇ ?

(૩૬) એક ભરવાડે એક દિવસે સરખા દરે કેટલાંક ઘેટાં ૪૫૫ રૂપીએ વેચ્યાં, ફરી બીજે દિવસે બીજાં કેટલાંક ઘેટાં તેજ દરે ૬૯૩ રૂપીએ વેચ્યાં; તો એપરથી એક ઘેટાની કિમ્મત વધારેમાં વધારે કેટલા રૂપીઆ હશે?

(૩૭) ૧૫ કેરીના ૮, ૪ દાડેમના ૩, ૨૦ જમરૂખના ૯ અને ૩૦ કેળાંના ૭ પૈસા પડે છે. એક માણસે દરેક જાતનાં સરખાં ફળ વેચાતાં લીધાં; અને દરેક જાતનાં ફળની કિમ્મત આપવાને તેની પાસે પૈસા શિવાય બીજું નાણું નહોતું, ત્યારે ઓછામાં ઓછા તેની પાસે કેટલા પૈસા હોવા જોઇએ ?

(૩૮) ત્રણ માળી એક બાગની વાડ ૧૦ દિવસમાં કરે છે; પણ તે ત્રણમાંથી એકને બીજું કામ હોવાથી દરરોજ અડધો વખત તેમાં રોકાય છે, તો તે વાડ કેટલા દિવસમાં પૂરી થશે ?

(૩૯) $\dfrac{૭૮\frac{૪}{૭}}{૧૫૭\frac{૪}{૫}} \div \dfrac{૨૯\frac{૭}{૧૩}}{૭૧\frac{૬}{૧૧}}$ નો જવાબ દશાંશમાં કાઢો.

(૪૦) ૪ પુરૂષ ૧૦ કલાકમાં જેટલું કામ કરે છે, તેટલુંજ કામ ૬ છોકરાં ૨૦ કલાકમાં કરે છે, તો દરેક પુરૂષના અને છોકરાના કામનું ગુણોત્તર કેટલું?

(૪૧) એક કિલ્લાપરથી ૨૪ તોપ ૭ મિનિટમાં ૪ વખત ફોડવાથી ૨૭૦ માણસ દોઢ કલાકમાં મરે છે; તો ૯ મિનિટમાં ૮ વખત ફોડતાં ૪૦ મિનિટમાં ૪૨૦ માણસ મરે એવી રીતે કેટલી તોપ ફોડવી જોઇએ ?

(૪૨) દર વર્ષે દર સેંકડે ૩½ ટકાના સાદા વ્યાજે ૩૧૯ પૌં. ૧૩શિ. ૪ પે. મુદ્દલની રાસ ૩૯૧ પૌંડ કેટલે વર્ષે થશે ?

(૪૩) એક હારમાં ૮ એ પ્રમાણે એક હજાર સિપાઈ ઉભા રાખીએ તો તેની ઊભી હાર ૩૨૫ પગલાં જેટલી લાંબી થાય છે, તો તે એક હારમાં ૧૦ પ્રમાણે ઊભા રાખીએ તો તેની ઊભી હાર કેટલાં પગલાંની થાય ?

(૪૪) ૦॥।≡ ની ટોપી ૯ મહિના ટકે છે, અને ૦॥। ની ૭ મહિના ટકે છે; ત્યારે એ બેમાંની સોંઘી કઇ ? સોંઘા દરની પા વર્ષ સુધી વાપરીએ તો કેટલા પૈસા ઓછા પડે ?

(૪૫) ૧ રૂપીઆની ૫ વાર લેખે ૬૦ વાર છિંટ અને ૭ વાર લેખે ૭૦ વાર લઇ તે સઘળી સરેરાશ ૧ રૂપીઆની ૬ વારલેખે વેચે તો કેટલો નફો થાય ?

(૪૬) એક કાપડવાળાનો ગજ દોઢ તસુ ઓછો છે. એ ગજે ૯૬ ગજ કાપડ વેચે તો ઘરાકને કેટલો ફાયદો અથવા નુકસાન થાય ?

(૪૭) ૭૮૦૦ માણસને દરરોજ પેટપૂર અનાજ આપીએ તો ૧૧૦ મણ અનાજ ૪૯ દિવસ ચાલે છે, પછી ખોરાકી અડધી કરી નાખી તો ૬૪૪૦ માણસને ૬૯૦ મણ અનાજ કેટલા દિવસ સુધી ચાલશે ?

(૪૮) કોઇ એક કામ अ અને ब મળીને ૪ દિવસમાં કરે છે, અને क ૬ દિવસમાં અને ब અને क ૮ દિવસમાં કરે છે; તો તે ત્રણે મળીને તે કામ કેટલા દિવસમાં કરશે ?

(૪૯) કોઈ એક કામ अ અને ब મળીને ૧½ દિવસમાં કરે છે, ब અને क ૨ દિવસમાં અને अ અને क ૩ દિવસમાં કરે છે, ત્રણે જણા મળીને કામ કરે તે બદ્દલ તેમને ૬ રૂપીઆ મળે તો દરેકની રોજની મજુરી કેટલી થઈ ?

